# ભૂગોળ જ્ઞાન.

ભાગ બીજો

## યૂરોપ ખંડનું વર્ણન.

(આ પુસ્તક સન ૧૮૬૭ ના ૨૫ માં આક્ટ પ્રમાણે
રજીસ્ટર કરેલું છે.)

બીજી વાર

મુંબઈ,
યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસતમજી રાણીનાએ છાપ્યું છે.

સને ૧૮૮૨.



કિંમત આના ૪.

આ પુસ્તક તૈયાર કરવામાં ડાકટર માર્ક, ડાકટર રીડ, ડાકટર કાર્નવેલ, ડાકટર સુલિવન, હ્યુગોરીડ, ડંકન, મૉનડર્સ, બર્જીસ, એન્ડરસન, એમના વગેરે ગ્રંથો અને પુસ્તકોની, તેમજ કેટલાંક મહાવારી ચોપાનિયાં તથા સરકારી ગૂજરાતી ચોપડીઓની મદદ ને આધાર લીધાં છે; માટે આ પુસ્તક રચનાર તે સર્વોના આભાર ને એહસાન માનસહિત કબુલ રાખી જાહેર કરવાની પોતાની આઇન ફરજ સમજેછે.

જુન
૧૮૭૯.

રચનાર.

# ભૂગોળ વિદ્યા.

## બીજો ભાગ.

---

## યૂરોપખંડ વિષે.

### યૂરોપખંડની સીમાં અથવા મર્યાદા.

**ઉત્તરે**—ઉત્તર માહાસાગર, અથવા ઉત્તર હિમ સાગર.

**પશ્ચિમે**—આટ્લાંન્ટિક માહાસાગર.

**દક્ષિણે**—ભૂમધ્ય સમુદ્ર, આર્ચીપેલેગો, મારમોરાનો અને કાળો એ સમુદ્રો અને કોકસસ પર્વત.

**પૂર્વે**—કાસ્પિઅન સમુદ્ર, યુરલ નદી, યુરલ પર્વત, અને કારા નદી.

યુરોપની વધતામાં વધતી લંબાઈ પશ્ચિમથી પૂર્વ સૂધી ૩૯૦૦ મૈલ, તથા પોહોલાઈ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૨૪૦૦ મૈલ, અને વિસ્તાર ૩૯ લાખ ચોરસ મૈલ છે.

એ ખંડ મધે કુલે ૨૮ કરોડ અને ૫૦ લાખ માણસની વસ્તી છે;— અને એ મધેનાં તુર્કી લોકો શિવાય તમામ ત્યાંના બધા લોકો ખ્રિસ્તિ ધર્મ પાલનારા છે.

### યૂરોપખંડ મધેનાં દેશો.

| દેશો | રાજધાંનીનાં શેહેરો. |
|---|---|
| **ગ્રેટબ્રિટન-એ મધે** | |
| ઈંગ્લાંડ ........ | લંડન, ટેમ્સ નદીપર. |
| સ્કાટલાંડ ........ | એડિનબ્રો, ફ્રૉર્થ નદીપર. |
| આઆયર્લાંડ ...... | ડબ્લિન, લિફિ નદીપર. |

ફ્રાંન્સ .......... પારિસ, સેન નદીપર.
સ્પેન ............ માદ્રિડ, માંઝાનારેસ નદીપર.
પોર્તુગાલ.......... લિસ્બોન, તેગસ નદીપર.
બેલજ્યમ ........ બ્રુસેલ્સ, સેન નદીપર.
હોલાંડ .......... આમ્સ્તેર્ડમ, આઈ નદીપર.
જર્મની .......... ફ્રાંક ફોર્થ, મેન નદીપર.
ડેન્માર્ક .......... કોપેનહેગેન, ઝીલાંડ બેટપર.
નોર્વે ............ ક્રિસ્ચીઆના, ન્હા નદીપર.
સ્વીડન .......... સ્ટાકહોમ, બાલ્ટિક સમુદ્રને કાંઠે.
રૂશિઆ .......... સેંટપીટર્સબર્ગ, નેવા નદીપર.
પ્રુશિઆ .......... બર્લિન, સ્પ્રી નદીપર.
આસ્ટ્રિઆ ........ વિયેના, ડાંન્યુબ નદીપર.
સ્વિતઝર્લાંડ ...... બેરન, આર નદીપર.
ઇતાલી .......... રોમ, ટૈબર નદીપર.
તુર્કસ્તાંન અથવા તર્કી. કાંનસ્ટાન્ટિનોપલ અથવા ઇસ્તંબોલ, બાસફરસની સામુદ્રધુનીપર
ગ્રીસ ............ આથેન્સ, ઇજીનનાં અખાત ઉપર.

## યૂરોપ મધેના ટાપુઓ.

**ઉત્તર મહાસાગરમાં—**

નોવાઝેમ્બલા, રિપત્સબર્જેન, વેઘાટસ, અને કોલગ્યું, એ રૂશિઆના ઉત્તર કોસ્તાપર, રૂશિઆને તાબેછે.

લાફોડેન, અને માગરો, એ નોર્વેની ઉત્તરે, નોર્વેના તાબામાંછે.

**આટલાંન્ટિક મહાસાગરમાં—**

આઇસલાંડ, અને ફેરો, એ ડેન્માર્કવાળાને તાબેછે.

આઝોરસ, મદીરા, અને કેપવર્ડ, એ પોર્તુગીઝ સરકારને તાબેછે.
કનેરીનાં ટાપુઓ, એ સ્પેનવાળાને તાબેછે.
ગ્રેટબ્રિટન અને આયર્લાંડ, એ બ્રિટિશ સરકારનું મહાબળ રાજ્ય; એ રાજ્યની હકુમત હેઠળના બીજા બેટો નીચે પ્રમાણે છે:—
આરકની, અને સેટલાંડનાં બેટો, એ સ્કાટલાંડની ઉત્તરે.
હેબ્રિડિઝનાં બેટો, સ્કાટલાંડની પશ્ચિમે. એ બધા સ્કાટલાંડના ભાગને લગતા ગણાયછે.
આઈલ આવ વાઈટ, એ બ્રિટિશ ખાડીમાં.
આઈલ આવ મેંન, એ આઇરીશ ખાડીમાં; તથા જર્સી, ગરનસી, આલ્ડરની, શાર્ક, અને સિલી, એ બધા ઈંગ્લિશ ખાડીમાં ફ્રાંન્સનાં કોસ્તાપર છે; એ ઈંગ્લાંડને લગતા ગણાયછે.
આંગલસી, એ આઈરીશ ખાડીમાં ઉવેલ્સનાં ભાગને લગતો ગણાયછે.

**કાટિગાટની સામુદ્ર ધૂનીમાં—**

ઝીલાંડ, ફુનાંન, અને લાલાંડ, એ ડેન્માર્કને તાબેછે.

**બાલ્ટિક સમુદ્રમાં—**

ઓલાંડ, ગોઠલાંડ, ને ઓસલ.

**ભૂમધ્ય સમુદ્રમાં—**

બ્યૂલેરિકનાં ટાપુઓ—જે મધેના મિઝાર્કા, મિનારકા અને અઈવીકા એઓમાં સ્પેનવાલાની સત્તા ચાલેછે.
કાર્સીકા, એ ફ્રાન્સને તાબેછે. એમાં મોટા નેપોલિયન બોનાંપાર્ટનો સન ૧૭૬૯ માં જન્મ થયો હતો.
સાર્ડિન્યા, સિસિલી, પેરીનાં ટાપુઓ, અને એલ્બા એ ઇતાલીની સત્તા હેઠળછે; એલ્બામાં સન ૧૮૧૪ માં બોનાપાર્ટ કેદ પડયો હતો.
માલટા, એ અંગ્રેજ સરકારને તાબેછે.

**અયોન્યનના** ટાપુઓ, જે મધેનાં મુખ્ય-કાર્ફુ, ઝાનટે, સેફાલિન્યા, અને ચેરીગો વગેરેમાં, અંગ્રેજ સરકારની બાહીધરીમાં સ્વતંત્ર પ્રજા-સત્તાક રાજ્ય ચાલેછે.

**કાનડયા**, અને લોમનાસ, એ તુર્કી સરકારને તાબેછે.

**નેગ્રોપાન્ટ**, અને સાઇક્લિડ, એ ગ્રીસને તાબેછે.

## યૂરોપ મધેનાં દ્વીપકલ્પો.

**સ્કાંડિનેવિઆનો**—સ્વીડન અને નોર્વેનો જે ભાગ બાલ્ટિક સમુદ્ર અને આટ્લાંન્ટિક મહાસાગરની વચ્ચેછે તેને કહેછે.

**જટલાંડનો**—ડેન્માર્કનો જે ભાગ કાટિગાટની અને ઉત્તર સમુદ્રોની વચ્ચેછે તેને કહેછે.

**આઇબેરયન** અથવા **સ્પેનનો**—એ સ્પેન તથા પોર્તુગાલનાં ભાગને કહેછે.

**મોરયાનો**—ગ્રીસનાં દક્ષિણ ભાગને કહેછે.

**ક્રિમિઆનો**—રૂશિઆનો દક્ષિણ ભાગ જે કાળા અને આઝોફનાં સમુદ્રોની વચ્ચેછે તેને કહેછે.

## યૂરોપ મધેની સંયોગિ ભૂમિઓ.

**સ્લેસવીગની**—એ ડેન્માર્કને જટલાંડનાં દ્વીપકલ્પ સાથે જોડેછે.

**કારિંથની**—એ મોરયાના દ્વીપકલ્પને ગ્રીસ સાથે જોડેછે.

**પેરીકાપની**—એ ક્રિમિઆના દ્વીપકલ્પને રૂશિઆ સાથે જોડેછે.

## યૂરોપ મધેની ભૂશિર, અથવા કેપો.

**ઉત્તર કેપ**—નોર્વેની ઉત્તરે.

**નેજ**—નોર્વેની દક્ષિણે.

**સ્કૉ**—ડેન્માર્કની ઉત્તરે.

**રાથ**—સ્કાટલાંડની ઉત્તરે.

**ડનકાનસ્બિહેડ**—સ્કાટલાંડની દક્ષિણે.

કલીઅર—આઅર્લાંડની દક્ષિણે.
લીઝર્ડ અને લાંડસએન્ડ—બેઉ ઈંગ્લાંડની નૈરૂત્ય ખુણે.
લાહાઉ—ફ્રાંન્સનાં વાવ્ય ખુણે.
આર્ટેગાલ અને ફિનિસ્તેર—બેઉ સ્પેનનાં વાવ્ય ખુણે.
ત્રાફાલગાર અને તારીફા—બેઉ સ્પેનના નૈરૂત્ય ખુણે.
રોકા—પોર્તુગાલની પશ્ચિમે.
સેંટવિનસેંટ—પોર્તુગાલની નૈરૂત્ય ખુણે.
પાસ્સારો—સિસિલીની દક્ષિણે.
સ્પાર્ટિવેંટો ઇતાલીની દક્ષિણે.
ડિલ્યુકા—ઈતાલીનાં અગ્નિ ખુણે.
માટાપાન—ગ્રીસની દક્ષિણે.

## યૂરોપ મધેનાં પર્વતો.

આલ્પ્સ—એ ઇતાલીને, ફ્રાંન્સ, સ્વિત્ઝર્લાંડ, અને જર્મનીથી છુટો પાડેછે. એની સર્વેથી ઉંચી ટોચને માઊંટ બ્લાંક કરીને કહેછે; તેના ઉંચાઈ ૧૫૭૪૪) ફીટની છે. એ સદા બરફથી ઢંકાયલી રહેછે.

પિરિનીઝ—એ ફ્રાંન્સ અને સ્પેનની વચ્ચેછે. એની સર્વેથી ઉંચી ટોચને માઊંટ માલાડેતા કરીને કહેછે. ને તે ૧૧૫૦૦) ફીટ ઉંચીછે.

આપિનેન્સ—એ ઈતાલીની દક્ષિણોત્તરેછે, ને તેની ઉંચાઇ ૯૫૦૦) ફીટની છે,

હીમસ અથવા બાલકન—એ તુર્કસ્તાનમાં છે ને તેની ઉંચાઈ ૯૦૦૦) ફીટની છે.

કાર્પેથિયન—એ હંગરી પ્રાંતની ઉત્તરે છે. ને તેની ઉંચાઈ ૮૫૦૦) ફીટની છે.

ડોફ્રિન અથવા ડાવરાફિલ્ડ—એ નોર્વેમાં છે, તેની ઉંચાઈ ૮૪૦૦) ફીટની છે.

કોલેન—એ સ્વીડન અને નોર્વેની વચ્ચેછે.
યૂરેલ—એ યુરોપ અને એશિઆની વચ્ચેછે, તેની ઊંચાઇ ૯૮૦૦) ફીટ છે.
કોકસસ—એ યૂરોપ અને એશિઆની વચ્ચેછે. તેની સર્વેથી ઊંચી ટોચને માંઊંટ અલબ્રુઝ કહીને કહેછે. તેની ઊંચાઇ ૧૭૦૦૦) ફીટની છે. એ પહાડ યુરોપ કરતાં એશિઆને વધારે લગતો છે.

## જ્વાળામુખી પર્વતો.

વિસુવ્યસ—એ નેપલ્સમાં છે; એની ઊંચાઈ ૩૯૦૦) ફીટની છે.
એટનાં—એ સિસિલીમાં છે; તેની ઊંચાઇ ૧૦૯૦૦) ફીટની છે.
હેકલા—એ આઇસલાંડના ટાપુમાં છે; તેની ઊંચાઇ ૫૨૧૦) ફીટ છે. એ શિવાય બીજા ઘણા છે; જેવાકે લાપેરીસ, આઝોરેસ, અને સ્પિત્સબર્ગેનનાં ટાપુઓ જ્વાળામુખી પર્વતના છે.
યૂરોપખંડના પૂર્વના ભાગ શિવાય તે મધેનાં ઘણા ખરા બધા દેશોને કાંઠે કાંઠે સમુદ્રો લાગ્યાછે, એ, એ ખંડને એક મોટો ફાયદો છે; એથી કરીને તેનાં વેપાર વણજને ઘણી સગવડ અને ઘણું આસાન થઈ પડ્યુંછે. જે જે સમુદ્રો લાગ્યાછે તેની વિગત.

## યૂરોપ મધેના સમુદ્રો.

હ્વાઇટનો—રૂશિઆની ઉત્તરે.
સ્કાગરાક—ડેન્માર્ક અને નોર્વેની વચ્ચે.
કાટિગાટનો—ડેન્માર્ક અને સ્વીડનની વચ્ચે.
બાલ્ટિકનો—એ સ્વીડનને, જર્મની, પ્રુશિઆ, અને રૂશિઆથી જૂદો પાડેછે.
ઉત્તરસમુદ્ર અથવા જર્મન મહાસાગર—એ ગ્રેટબ્રિટન અને યૂરોપ ખંડની વચ્ચેછે.
આઇરિશનો—એ ગ્રેટબ્રિટન અને આઐર્લાંડની વચ્ચેછે.
ભૂમધ્યનો—યૂરોપ અને આફ્રિકા એ બેઉ ખંડોની વચ્ચેછે.

આડ્રિયાટિકનો—ઇતાલી અને તુર્કસ્તાંનની વચ્ચેછે.
આર્ચીપેલેગોનો—ગ્રીસ અને એશિઆનાં તુર્કસ્તાનની વચ્ચેછે.
મામોરાનો—યુરોપના અને એશિઆનાં તુર્કસ્તાંનોની વચ્ચેછે.
કાળો—રૂશિઆ અને એશિઆનાં તુર્કસ્તાંનની વચ્ચેછે.
આઝોફનો—રૂશિઆની દક્ષિણે.

## અખાતો, ઉપસાગરો, અને ખાડીઓ.

રેગા, અને ફિનલાંડના—એ બેઉ રૂશિઆની પશ્ચિમેછે.
બાથન્યાનો—એ સ્વીડન અને રૂશિઆની વચ્ચેછે.
લ્યોનનો—ફ્રાંન્સની દક્ષિણે.
જીનોવાનો—ઇતાલીની ઉત્તર પશ્ચિમે.
તારેંત્તોનો—ઇતાલીની દક્ષિણે.
વેનિસનો—ઇતાલીની ઉત્તર પૂર્વે.
બિસ્કેનો ઉપસાગર—ફ્રાંન્સની પશ્ચિમે અને સ્પેનની ઉત્તરે.
સેંટ જયોર્જની ખાડી—એ ગ્રેટબ્રિટન અને આયર્લાંડની વચ્ચેછે.
ઇંગ્લિશ ખાડી—એ ઈંગ્લાંડ અને ફ્રાંન્સની વચ્ચેછે.

## સામુદ્ર ધૂનીઓ.

વઇધાત્સની—રૂશિઆ અને નોવા ઝેમ્બલાની વચ્ચેછે.
સૌન્ડની—સ્વીડન અને ઝીલાંડની વચ્ચેછે.
ગ્રેટબેલ્ટની—ઝીલાંડ અને ફ્યુંનાનની વચ્ચેછે.
લિટલ બેલ્ટની—ફ્યુનાંન અને સ્લેસવિગની વચ્ચેછે.
ડોવરની—એ ઉત્તર સમુદ્રને ઈંગ્લિશ ખાડી સાથે જોડેછે. એ ઈંગ્લાંડ મધેનાં ડાવર અને ફ્રાન્સ મધેનાં ક્યાલે એ બેઉ બંદરોની વચ્ચેછે.
જીબ્રાલ્ટરની—એ આટ્લાંન્ટિક મહાસાગરને ભૂમધ્ય સમુદ્ર સાથે જોડેછે; તથા સ્પેન અને આફ્રિકા ખંડની વચ્ચેછે.

બેનીફેશ્શોની—કાર્સિકા અને સાર્ડીન્યા એ બેઉ બેટોની વચ્ચેછે.
મેસોનાં—ઇતાલી અને સિસિલીનાં બેટની વચ્ચેછે.
હેલ્સ પોઇંટ અથવા ડાર્ડેનાલ્સની—એ આર્ચીપેલેગો અને મોર્મોરાનાં સમુદ્રની વચ્ચેછે.

| | |
|---|---|
| કાનસ્ટાન્ટિનોપલ અથવા<br>બાસફરસ, યાતો (સાદા)<br>કુસ્તંતુનિયાની | એ મોર્મોરાના અને કાળા સમુદ્રોને સાંધેછે. |

ઓર્રેન્ટોની--ઇતાલી અને તુર્કસ્તાંનની વચ્ચેછે.

સરોવરો.

લાડોગાનો અને ઓનીગાનો—બેઉ રશિઆમાં છે.
વેનેર, વેત્તેર, માલાર—એ ત્રણે સ્વીડનમાં છે.
જીનીવા, કોનસ્તંન્સ અથવા બોડેનસી, ન્યુચેટલ, ઝ્યુરિક અને લ્યુસરેન—એ પાંચે સ્વિતઝર્લાંડમાં છે.
માજિઓરે, કોમો અને ગાર્ડો—એ ત્રણે ઇતાલીમાં છે.
બાલાટોન અને ન્યુસીડેલર—એ બેઉ હંગરી પ્રાંતમાં છે, અને એ બેઉ સરોવરોનું પાંણી ખારૂંછે.

મુખ્ય નદીઓ.

આટલાંન્ટિક મહાસાગરને મળનારી—
ટેગસ—એ સ્પેન અને પોર્તુગાલમાંથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર-લિઝબોન અને ટાલીડા છે.
ડુરો—એ પણ ઉપલા બેઉ દેશોમાંથી પસાર થાયછે. એ ઉપર મુખ્ય શાહેર—ઓપોર્ટો, સાલામનકા અને બર્ગોસ.
જરમનીનાં સમુદ્રને મળનારી— .
ર્‌હીન—સ્વિતઝર્લાંડ, જર્મની અને હાલંડમાંથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેરો—કોલોન, સ્ત્રાસબુર્ગ, હંમબર્ગ, લેડન, સ્ટટગાર્ટ, ને મેન્સ.

એલ્બ—એ જર્મની મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેરો—
હાંમબાર્ગ, દ્રેસડેન, ગાથા, અને અલટોના.

ઈંગ્લિશ ચાનલને મળનારી—

ટેમ્સ—એ ઈંગ્લાંડ મધ્યેથી પસાર થાયછે; અને એ ઉપર મુખ્ય
શાહેર—લંડન, આકસફોર્ડ, ગ્રીનિચ, ઉલવિચ, વગેરે.

સેન—એ ફ્રાંન્સ મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—પારિસ,
અને વર્સેલ, વગેરે.

બિસ્કેનાં ઉપસાગરને મળનારી—

લુઆર—એ પણ ફ્રાંન્સ મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર
નાંતસ છે.

ભૂમધ્ય સમુદ્રને મળનારી—

ઇબ્રો—એ સ્પેન મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—પાંમ-
પલોનાં, સારાગોસા વગેરે.

ર્‍હોન—એ ફ્રાંન્સ મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—લાઇયાન
વાલેન્સ, જીનીવા, વગેરે.

આર્નો—એ ઇતાલી મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—ફ્લા-
રેન્સ, પાઇસા, વગેરે.

ટૈબર—એ પણ ઇતાલી મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—રોમ છે.

આડ્રિયાટિક સમુદ્રને મળનારી—

પો—એ પણ ઇતાલી મધ્યેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેરો—મિ-
લાંન, ટયૂરિન, મોદીનાં પાર્મા, વેનિસ, વગેરે.

કાળાસમુદ્રને મળનારી—

ડાંન્યુબ—એ જર્મની, આસ્ટ્રિઆ, અને તુર્કસ્તાંન મધ્યેથી પસાર થાયછે;
એ ઉપર મુખ્ય શાહેરો—રાટિસ્બોન, પ્રેસબર્ગ, બેલગ્રેડ, બૂડા, વીયેનાં,
મ્યનિચ, સ્લીસ્ત્રીઆ, વગેરે.

નાંઈપર—એ રૂશિઆ મધેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શેહેર—એસાંન, કીવ, વગેરે.

આઝોફનાં સમુદ્રને મળનારી—

ડાંન—એ રૂશિઆ મધેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—તાગેનરાગ, વગેરે.

કયાસ્પિયન સમુદ્રને મળનારી—

વાલગા—એ પણ રૂશિઆ મધેથી પસાર થાયછે. એ ઉપર મુખ્ય શાહેર—આસ્ત્રાકાન, કાસાન, વગેરે.

બાલ્ટિક સમુદ્રને મળનારી—

વિસ્ચુલા—એ રૂશિઆ અને પ્રુશિઆ મધેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર—ઉવાર્સા, ક્રાકો, ડાંનઝિક, થોર્ન, વગેરે.

ઓડર—જર્મની અને પ્રુશિઆ મધેથી પસાર થાયછે; એ ઉપર મુખ્ય શાહેર-સ્તેતીન, ફ્રાંકફોર્ટ, બ્રેસૌ, વગેરે.

ઉત્તર મહાસાગરમાં—

દવીના—એ રૂશિઆ મધેથી પસાર થાયછે. એ ઉપર મુખ્ય શેહેર—આર્કેનજલ, વોલોગદા.

## યૂરોપ મધેની મોટામાં મોટી છ નદીઓ.

| | | |
|---|---|---|
| વાલગા ........ | ૨૪૦૦ | મૈલ લાંબી. |
| ડાંન્યુબ ........ | ૧૭૯૦ | ” |
| નાઈપર ........ | ૧૨૬૦ | ” |
| ડાંન ........... | ૧૧૦૦ | ” |
| ર્‍હીન ......... | ૭૬૦ | ” |
| દ્વીના ......... | ૭૬૦ | ” |

# ઈંગ્લાંડ.

ઈંગ્લાંડના બે ભાગછે,—ઈંગ્લાંડ, અને વેલ્સ; તેમાં ઈંગ્લાંડમાં ૪૦ અને વેલ્સમાં ૧૨ પરગણા છે.

## મુખ્ય શેહેરો.

**લંડન**—એ રાજધાની, ટેમ્સ નદીપર. એ પૃથ્વી ઉપર સૌ કરતાં મોટું, સમૃદ્ધિવાળું, અને બહોળા વેપારનું મુખ્ય મઠકછે. સન ૧૮૭૧ ના વર્ષમાં કહાડેલા હિસાબ મુજબ એ મધે ૩૨ લાખ, ૫૨ હજાર માણુસની વસ્તી છે. એ શાહેરે ૧૨૨ ચોરસ મેલની જગા રોકીછે. એ મધે ૯૦૦ મોટાં નાના દેવળો, ૨૫૦ સરકાર તરફની, તથા બીજી ૧૫૦૦ ખાનગી નિશાળો, ૧૫૦ હાસ્પીટલો, ૧૫૬ ધર્મશાળાઓ, ૫૫૦ સરકારી હાફિસો, ૧૪ બંદીખાનાં, ૨૨ ઠીએટરો, ૨૪ માર્કિટો, ૧ લાખ વેપાર તથા ઉદયોગનાં ખાતાંઓ, વગેરે છે. અને ૧૨ રોજીંદાં, ૧૩૦ આંતરીઆં, અને ૫૦૦ ચોકસ મુદતે પ્રગત થતાં ખબર પત્રો તથા ચોપાંનીયાં નીકળે છે.

**લિવરપૂલ**—એમર્સિ નદીપર, ફકત લંડનથીજ ઉતરતું ઘણું મોટું વેપારી બંદર છે. એ મધે ૪ લાખ, ૯૩ હજાર માણુસની વસ્તી છે.

**માનચેસ્ટર**—ઇરવેલ નદીપર, રૂનાં વેપારનું મોટું પ્રખ્યાત શેહેર. લિવરપૂલથી એ ૩૨ મૈલ દૂર છે.

**ન્યૂકયાસ્ટલ**—એ ટાઇન નદીપર, જ્યાં કોયલાની મોટી ખાણો છે.

**બર્મિંગહામ**—અને ડાંન નદીપર **શેફિલ્ડ**—એ બેઉ શાહેરોમાં લોઢાંનો સામાન અને હથિઆરો બનેછે.

**લીડઝ**—એ યેરી નદીપર, એ ઉનનાં કારખાનાને માટે પ્રખ્યાત છે.

**આકસફોર્ડ**—એ ટેમ્સ નદીપર,—અને

**કેમબ્રિજ**— એ કયામ અથવા ગ્રાન્ટા નદીપર—એ બેઉ ઘણાં મોટાં વિદ્યાલયોને માટે પ્રખ્યાત છે.

કેનટરબરી—એ સ્ટાઅર નદીપર,—અને,
યાર્ક—એ આઉસ નદીપર, એ બેઉ શહેરોમાં ખ્રિસ્તિ બે મોટા ધર્માધ્યક્ષો રહેછે.
માકલ્સફિલ્ડ—એ રેશમનાં કારખાનાનું મુખ્ય મઠક છે.
પોર્ટસમોથ—પ્લિમોથ—ને ચાથામ—એ ત્રણે ઈંગ્લાંડનાં લડાઈના બારકસોને અને અસબાબને રહેવા રાખવાનાં મોટાં ને મુખ્ય મઠકો છે.
ગ્રીનિચ—એ ટેમ્સ નદીપર, ત્યાં એક પાદશાહી વેધશાળા છે; તે બીજા ચાર્લસ રાજાએ શન ૧૬૭૪ માં બંધાવી હતી; જ્યાંથી હમેસ પુર્વ પશ્ચિમ રેખાંશ ગણવામાં આવેછે. ત્યાં એક ઘણી મહાભારત હાસપિતલ જઈફ તથા દુરબલ ખલાસીઓને માટે બાંધવામાં આવીછે.

## ઈંગ્લાંડનાં મુખ્ય બંદરો.

| | | |
|---|---|---|
| લંડન. | ન્યુકયાસ્ટલ. | સ્ટાકટન. |
| લિવરપૂલ. | સંડરલાંડ. | સૌથામ્પટન. |
| બ્રિસ્ટલ. | હલ. | |

## મુખ્ય પર્વતો.

ચિવિઅટ—એ ઈંગ્લાંડ અને સ્કાટલાંડની વચ્ચેછે.
સ્કિડો—અને સ્કાફેલ—એ કમબરલાંડનાં પરગણામાંછે.

## મુખ્ય નદીઓ.

ટેમ્સ—ઈંગ્લાંડની દક્ષિણમાં. ને જર્મન સમુદ્રને મળેછે.
સેવર્ન—એ બ્રિસ્ટલ ચાનલને મળેછે.
મર્સિ—એ આઇરિશ સમુદ્રને મળેછે. અને એ વગેરે
ટાઇન—વીઅર—આઉસ—ટ્રેન્ત—હંબર—ડી—અને વાઈ—એ પણ ઠીક નદીઓછે.

## મુખ્ય સરોવરો.

ડરવન્ટવાટર—અલસવાટર—અને ઊવીન્ડરમિર.

## વેલ્સ મધેનાં મુખ્ય શહેરો.

કાનાર્વન—અને સ્વાનસી—એ બે મોટાં બંદરો છે.

કાર્માર્થન—એ ટાઐ નદીપર, એક સારૂ બાંધેલું શહેર છે.
મિલફોર્ડહેવન—એનું બારૂં એવું તો મોટું છે કે તેમાં સઘલું અંગ્રેજી આરમાર આસાંનીથી રહી શકેછે.

## સાધારણ વિચાર.

ઈંગ્લાંડની વધારેમાં વધારે લંબાઈ દક્ષિણોત્તર ૩૬૦ મૈલ, પહોલાઈ પૂર્વ પશ્ચિમ ૨૮૦ મૈલ, અને વિસ્તાર ૫૮૩૨૦) ચોરસ મૈલ છે.

ઈ૦ સ૦ ૧૮૭૧ નાં સાલમાં કહાડેલા હિસાબ મુજબ એકંદર વસ્તી ૨ કરોડ, ૨૭ લાખ, અને ૪ હજાર માંણસની હતી; જે મધે ૧૨ લાખ ૧૬ હજાર વેલ્સની હતી.

ઈંગ્લાંડની હવા સરદ, અને ઘડી ઘડીમાં બદલાઈ જાય એવી, તોપણ સમધાત અને સુખકારી છે.

જમીન ઘણી ખરી ફલવંત તથા રસાળ છે. ખેતીવાડી ઘણી ઊંચી વર્ણની ચાલીછે; ઘોડા, ઢોર ને મેંઢાં ઉધારવા ઉપર પુષ્કળ ધ્યાંન આપેલુંછે; વીલાયતના લોકો ખેતીવાડીનાં કાંમમાં અનેક વિદ્યાહુન્નર તથા કળાકૌશલ્ય અને અનેક શાસ્ત્રો કાંમે લગાડેછે, જેથી તે આપણા દેશની ભૂમિ કરતાં કુદરતથીજ ઉતરતી પદવીની છતાં તેને વધારે સારી હાલતમાં આંણી મૂકીછે.

ધાતુની નીપજ અને ઉપજમાં ઈંગ્લાંડ ખરેજ મોટાઈ ધરાવેછે. ઘણી અગત્યની ને ઘણી ઉપયોગી એવી જે લોઢાં અને કોયલાની ખાંણો, તે તો ત્યાં મુખ્યજ છે.

"ઈંગ્લાંડની ખરી અને મોટી દોલત તેનાં કોયલામાં છે. ઈંગ્લાંડમાં કોયલાની ખાંણ એટલી તો મોટી લાગીછે, ને તેનો ખપ એ દેશમાં અને બીજા દેશોમાં એટલો મોટો થઈ પડયોછે કે આસ્ટ્રેલિયાની સોનાની ખાંણ કરતાં તે વધારે કિંમતી થઈ પડીછે. આસરે ૨૦ કરોડ રૂપીયાની કમતનો કોયલો દર વર્ષે ઈંગ્લાંડની ભૂમિમાંથી ખોદાઈને નિકળેછે."

"વળી ઈંગ્લાંડમાં લોહોડાની ખાંણ પણ મોટી હોવાથી એ દેશના કાર-ખાંણાવાલાઓને વધારે ફાવી શકેછે. ઈંગ્લાંડમાં લોહોડાંની પેદાસ દર વર્ષે આસરે ૧૭ કરોડ રૂપીયાની ઉપજેછે. ઈંગ્લાંડમાં લોહોડું તથા કોયલો પુષ્કળ હોવાથી એ દેશ બીજા દેશોને યંત્રકામ પુરૂ પાડેછે."

**કારખાના—**

"વીલાયતમાં કારખાનાંનો કંઈ સૂમાર નથી. કેટલાં બધાં કારખાનને વળી કેટલાં મોટાં કારખાના! આપણા દેશમાં થોડાંએક સૂતર કાપડ વગેરેના કારખાના નિકળ્યાં છે, તે તો ત્યાં વટાવમાં જાય! ઈંગ્લાંડમાં એક એક જાતનાં અનેક કારખાંનાં છે. તમને સેજ વિચાર આવવા માટે જણાઉછું કે સૂતર તથા કાપડનાં આસરે ૨૫૦૦ કારખાનાં છે; ને તેમાંથી દર વર્ષે ૮૦ કરોડ રૂપીયાની કિંમતનો માલ નિકળેછે. આસરે ૨૦૦૦ કારખાનાં ઉનનાં કાપડનાં છે. તેમાંથી ૨૫ કરોડ રૂપીયાનો માલ તૈયાર થાયછે. આસરે ૫૦૦ કારખાનાં રેશમી કાપડનાં, તથા તેટલાંજ સણનાં કાપડનાં છે; ને તેમાંથી આસરે ૧૫ કરોડ રૂપીયાનો માલ તૈયાર થાયછે."

**લોકો—**

ત્યાંનાં લોકો પોતાની સારી રીતભાત, ભારે ઉદ્યોગ, બેહદ ખંતીપણું તથા જાતી સૂખ અને છુટાપણાને વાસ્તે પ્રખ્યાતછે; તોપણ અજાંણીઆં માણસથી અલગા રહેવાને તથા મગરૂબી રાખવા માટે જાણીતા છે. વિદ્યા હુનર અને કલાકૌશલ્ય ઉપર લાંબી મુદત થઈ ઘણી ફતેહમંદી સાથે ધ્યાન આપતા આવ્યાછે; તોબી છેક ઉતરતે દરજ્જેનાં લોકો હજૂર ચઢતી કળાને પોહોંતા નથી.

## રાજ્ય નીતિ.

ત્યાંની રાજનીતિ ઘણી વખાંણવા જોગછે. એ રાજનીતિમાં બે ભાગ છે; એક કાયદા બાંધવાનો, અને બીજો તે બજાવવાનો અથવા અમ-

લમાં લાવવાનો. રાજા કે રાણી તથા અમીરો અને રૈયતે પોતે પસંદ કીધેલા અધિકારીઓ મળીને કાયદા બાંધેછે; પણ તે અમલમાં આંણ-વાનું કાંમ માતર રાજા કે રાણીનું છે. કાયદા બાંધનાર જે ઉપર જણા-વેલા રાજા કે રાણી, તથા અમીરો, અને રૈયતે મોકલેલા વકીલો, એ ત્રણેને માટે પારલામેંટ કરીને એક નાંમ છે. એ પારલામેંટજ દેશનાં સૂખને માટે કર વગેરેના નવા કાયદા બાંધેછે; જેથી કરીને એ રાજનીતિ એવીતો સુંદરછે કે લોકોને અને સારકારને કંઈ હરકત પડતી હોય તો તેનો ૮ બંદોબસ્ત થાયછે; રાજ કારભારમાં કસું અંધેર ચાલી શકતું નથી; સરકારી ખરચ ખૂટણની તપાસ રહેછે; સરકારી કોઈ ખાતામાં કાંઈ ગેરવાજબી ચાલી શકતું નથી; ટુકામાં—એ રાજનીતિએ કરીને પ્રજાની સ્વતંત્રતા રહેછે, આબાદાંનીનું સંરક્ષણ થાયછે, એટલુંજ નહીં પણ તેમાં ઉમેરો પણ થતો જાયછે.

## સ્કાટલાંડ મધેનાં મુખ્ય શહેરો.

સ્કાટલાંડમાં ૩૩ પરગણા છે.

**એડિન્બરો**—ફર્ટ ફાર્થ નદીપર રાજધાનીનું શહેર છે. એ એવુંતો દેખાવડું અને સોભાયમાન બાંધ્યુંછે કે ઘણી વખત એને હાલનું “આથેન્સ” શહેર કરીને કહેછે. ત્યાંની વિદ્યાલયને માટે પણ એ પ્રખ્યાત છે, વસ્તી ૨ લાખની અંદર છે.

**ગ્લાસગો**—સ્કાટલાંડ મધે સર્વેથી મોટું, અને ગ્રેટબ્રિટનના મુખ્ય શાહેરમાં ફકત લંડન તથા લિવરપૂલથીજ ઉતરતું ત્રીજું શાહેર છે. મોટાં ને માતબર સૂતરાઉ કાપડના કારખાના અને સાંચા કામોનું એ મુખ્ય મઠક છે. ત્યાં એક મોટી વિદ્યાલય છે. વસ્તી ૫ લાખ અંદર છે.

**ડંડી**—એ ફર્થ આવ ટે નદીપર સ્કાટલાંડ મધે ત્રીજું મોટું શાહેર છે. બ્રિટનનાં સનના કારખાણાઓનું મુખ્ય મઠક છે.

**આબર્ડીન**—ડી અને ડૉન નદીઓના મુખ ઉપર. સ્કાટલાંડ મધે વસ્તીની બાબતમાં ચોથું શાહેર છે. એ સારા દેખાવનું ગ્રાનેટ જાતના પથરથી બાંધેલું શાહેર છે. એક મોટી વિદ્યાલય, તથા ઉન, સૂતર, અને સનના કારખાણા એમાં છે.

**ઇનવર્નેસ**—એ નેસ નદીપર, હાઇલાંડર્સનાં ભાગની રાજધાની. સ્કાટલાંડ મધે ફકત ત્યાંનાં લોકો અંગ્રેજી ભાષા સુદ્ધ રીતે બોલેછે.

**સેંટએનડ્રુ**—પૂર્વ કોસ્તાપર એક પ્રાચીન શાહેર છે. એકવાર સ્કાટલાંડમાં એ ધર્મસંબંધી રાજધાની શાહેર ગણાતું હતું. સ્કાટલાંડ મધેની સર્વેથી જૂની અને પુરાણી વિદ્યાલય એમાં છે.

**ઉપર** જણાવેલાં શાહેરો વગેરે બીજાં અગત્યનાં અને વ્યાપાર વણજને લગતાં ઘણાં શાહેરો છે. જેવાં કેઃ-ગ્રીનાક, પર્થ, લિથ, ડંમફ્રીઝ, પેસ્લિ, સ્ટર્લિંગ, અને કિલમોર્નાક વગેરે.

## સ્કાટલાંડનાં બંદરનાં શાહેરો.

ગ્લાસગો, લિથ, ગ્રીનાક, ડંડી, એબર્ડીન, ઇર્વિન, મૉનટ્રાસ.

## મુખ્ય પર્વતો.

**બેનનેવિસ**—ગ્રેટબ્રિટનમાં મોટામાં મોટો એ પર્વત છે. એની ઉંચાઈ ૪॥ હજાર ફીટ છે. એ વગેરે બીજા નાના પર્વતો ઘણા છે.

## મુખ્ય નદીઓ.

ટ્વીડ, ફૉર્થ, ટે, ડાન, ડી, સ્પે, નેસ, નિથ, કલાઇડ, વગેરે છે. ઘણું કરીને એ સઘલી સ્કાટલાંડના પૂર્વ ભાગના સમુદ્રને મળેછે.

## મુખ્ય સરોવરો.

લોમૉનડ, નેસ, શિન, ઓારી, ટે, ઈત્યાદી.

## સાધારણ વિચાર.

સ્કાટલાંડની લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨૮૦ મૈલ, પહોળાઈ પૂર્વેથી તે પશ્ચિમ સુધી ૧૫૦ મૈલ, અને વિસ્તાર ૩૦૬૮૫) ચોરસ મૈલ છે. સન ૧૮૭૧ માં કહાડેલા હિસાબ મૂજબ વસ્તી ૩૩ લાખ, ૬૦ હજાર માણસની છે.

સ્કાટલાંડની હવા ઈંગ્લાંડ કરતાં વધારે ઠંડી તથા સરદ છે, તોપણ સુખકારક છે. આ દેશમાં પહાડ ઘણા છે, તેમાં ઉત્તર ને પશ્ચિમ ભાગ તો પહાડીજ છે. આખી જમીનનો ¼ ભાગ માત્ર ખેતી કરવા જોગ સપાટી ધરાવે છે. વલી ઈંગ્લાંડની જમીન કરતાં રસ કસમાં પણ ઉતરતી છે, તોપણ ત્યાંના ચાલક ખેડુતોએ તેને ખૂબ રાહ પર લાવી મેળી છે. ત્યાં ગાય ઢોર તથા મેંઢાંની સારી નિપજ છે; અને જોકે તેમના કદ ટુકાં હોય છે, તોપણ કિમ્મત સારી આવેછે. ખનિજ પદાર્થમાં—લોઢું, સીસું, તથા કોયલો મુખ્યછે. મુખ્ય કારખાણાઓમાં—રૂ, સન, ઉન, અને લોઢાના છે. વ્યાપાર બહોળો છે. કેળવણી ઘણી ખરી બધા વર્ગોમાં પસરેલી છે. દરેક જીલ્લે એક નિશાળતો કાયદા સર સ્થાપેલી હોવીજ જોઇએ. ઉદ્યોગ, ચપલતા, ડહાપણ, તથા કર કસર એતો અત્રેના લોકોના જાણીતા ગુણો ગણાયછે. તેઓ પરાયા લોકો સાથે જલદી હલીમલી જતા નથી; અને બનતા સુધી અલગા ને દૂર રહેછે. ઈસ્વી સન ૧૬૦૩ ના વર્ષથી ઈંગ્લાંડ અને સ્કાટલાંડ એકજ રાજાના અમલ હેઠલ આવ્યાં; અને રાણી અનના રાજમાં (સન ૧૭૦૭ માં) એ બેઉની પાર્લમેંટો પણ સાથે જોડાઈ ગઈઓ.

## આયર્લાંડ.

એના ૩૨ પરગણા કીધાંછે.

### મુખ્ય શહેરો.

**ડબ્લિન**—લિફિ નદીપર રાજધાની શહેર છે. એમાં એક વિદ્યાલય છે. વસ્તી ૨॥ લાખની નઝદિક છે.

**બેલફાસ્ટ**—વસ્તી તથા દોલતમાં એ બીજું શહેર છે. **એ**નના કારખાણાઓનું એ વડું મઠક છે. વ્યાપાર પણ બહોળો છે.
**કાર્ક**—લી નદીપર. **લિમરિક**—શાનન નદીપર, **વાટરફોર્ડ**—સ્યુઅર નદીપર, ને **લંડનડરી**—ફૉઇલ નદીપર, એ સઘલાં વ્યાપારી શહેરો છે.
**કિલકની**—નોર નદીપર, ત્યાં કોયલાની ખાણ છે.

## બંદરના શહેરો.

બેલફાસ્ટ, ડબ્લિન, કાર્ક, લિમરિક, વાટરફોર્ડ, ગાલ્વે, લંડંડરી, ડ્રોઘેડા, વેક્સફોર્ડ, ન્યુરી, સ્લીગો, અને ડંડાક.

**મુખ્ય પર્વતો**—મોર્ન, અને વિકલો વગેરે છે.

**મુખ્ય નદીઓ**—ફૉઇલ, ને બાન—એ બેઉ ઊત્તર મહાસાગરને મળે છે. બોઇન, લિફિ ને સ્લેની—ત્રણે આઇરિશ સમુદ્રને મળે છે; શાનન—આયર્લાંડમાં સર્વથી મોટી નદી છે. એ કેટલાંક સરોવરોમાંથી પસાર થાઇને પશ્ચિમે આટ્લાંન્ટિક મહાસાગરમાં ખાલી થાયછે.

**મુખ્ય સરોવરો**—નિઆ, અર્ન, કોરિબ, માસ્ક, ડર્ગ, કિલાર્ની.

## સાધારણ વિચાર.

આયર્લાંડની લંબાઇ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨૪૮ મૈલ, પહોલાઇ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૭૦ મૈલ, અને વિસ્તાર ૩૨ હજાર ચોરસ મૈલ છે. છેલ્લી ગણુત્રિ મૂજબ કુલે વસ્તી ૫૪ લાખ માણસની હતી.

આયર્લાંડની હવા ઈંગ્લાંડ કરતાં વધારે કોમલ અને સરદી વાળી છે. અને વરસાદ તો એટલો પડેછે કે ત્યાંનાં ખેતરો સદા લીલોતરી ભર્યાં રહેછે, જોકે ત્યાંની જમીન ઘણોખરી સપાટ ને રસાળ છે તોપણ આઇરિશોની બેદરકારી તથા આલસાઇને લીધે ખેતીવાડીનું કામ ઘણું કંગાલ ને પછાત હાલતમાં છે. બધી જમીનના $\frac{1}{10}$ ભાગપર તો ફકત

ઘાસ થાયછે, તે ચોસલાંબંધ જમીનમાંથી કહાડી ને સૂકવેછે; અને પછે તેને આયરિશો કાઠીને બદલે બાલવામાં લેછે.

ધાતુની પેદાસમાં—લોઢું, ત્રાબું, અને સીસું, તથા સંગેમરમરનો પથર વગેરે છે. મુખ્ય કારખાણા સણના છે. વ્યાપાર કરવાની કુદરતી સગવડ છતાં તે જોઇએ એટલો ખીલ્યો નથી. આઇરિશો ખરા પહોંચેલ તથા ચંચલ છે. ઉતરતે દરજ્જેના લોકોએ અત્યાર સૂધીમાં કેળવણી ઉપર થોડુંજ ધ્યાન આપ્યુંછે. આયર્લાંડને સન ૧૧૭૨ ના સાલમાં ઈંગ્લાંડના રાજા બીજા હેનરીએ ઈંગ્લાંડ સાથે જોડી દીધું હતું; પણ બેઉની પાર્લમેંટ સભાઓને તો છેક સન ૧૮૦૧ માં જોડી એક કરી નાખી હતી.

## ફ્રાન્સ.

### એના ૮૬ પરગણા છે.

### મુખ્ય શહેરો.

**પારિસ**—એ રાજધાની શહેર સેન નદીપર. એમાં ૧૮ લાખ, અને ૨૮ હજાર માણસની વસ્તી છે. વ્યાપાર વણજમાં ફકત લંડનથીજ એ ઉતરતું છે. એ જે કંઈ મહેલો, મિનારાઓ, બાગબગીચાઓ, ફુઆરાઓ, તથા હાટલો, અને મોટા, પહોલા ને પાધરા રસ્તાઓ વગેરેથી શોભા તથા દબદબો ધરાવે છે, તેની બરોબરી આજસૂધી બીજું કોઈ શહેર કરી યા થઈ શક્યું નથી. સન ૧૮૭૦ ની પ્રુશિઆ સાથની લડાઈમાં ૧૩૨ દિવસો સૂધી શત્રૂના ઘણા સખ્ત ઘેરામાં રહ્યા બાદ સુલેહના બંદોબસ્તની રૂએ તારીખ ૨૮ મી જાનેવારી ૧૮૭૧ ને દીને પોતાના શત્રૂને શરણ થાઇ છુટકો મેલવ્યો હતો. •

**લેઓન**—એ ર્હોન ને સહોન નદીઓના સંગમપર રેશમના મહાભારત કારખાંણા તથા બહોલા વ્યાપારનું પ્રખ્યાત શહેર છે.

**માર્સેલ**—ભૂમધ્ય સમુદ્રપર ઘણા બહોળા વ્યાપારનું મોટું બંદર છે. ઈ૦ સ૦ પૂ૦ ૬૦૦ વર્ષપર યુનાનીઓએ એ વસાવ્યું હતું.

**બોર્ડો**—ગારૂન નદીપર ચમ્પેન, વાઈન વગેરે દ્રાક્ષના દારૂને માટે એ ઘણું પ્રખ્યાત છે.

**નાન્ટસ**—લુવાર નદીપર બહોળા વ્યાપારનું મઠક છે.

**રોન**—સેન નદીપર રૂના કારખાણા તથા વ્યાપારનું મુખ્ય ઠેકાણું છે. એને ફ્રાન્સનું માનચેસ્ટર કરીને પણ કહેછે.

**લાઈલ**—એ ઘણું મજબૂત કિલ્લેબંધી કીધેલું શહેર છે. એમાં પણ રૂ, ઉન, સણ વગેરેના કારખાણા છે.

**હાવર**—સેન નદીપર પારિસનું બંદર છે. એને યુરોપના ઉત્તર તરફના મુલકો સાથે મોટો વ્યાપાર છે.

**બ્રેસ્ટ**—આટ્લાંન્ટિક મહાસાગરપર, } એ ત્રણ ફ્રેંન્ચ દરિઆઈ લશ્કરના મોટાં મઠકો, અને બંદરો છે.
**શેર્બુર્ગ**—ઈંગ્લિશ ચાનલપર, ને—
**ટૂલોન**—ભૂમધ્ય સમુદ્રપર.

**સ્ટ્રાસબુર્ગ**—એ ર્‌હીન નદીપર એક મજબૂત કિલ્લેબંધી કીધેલું તથા સારા વ્યાપારનું શહેર છે. છાપવાના હોન્નર વિષેની પહેલી કોશિશ સન ૧૪૩૬ માં જાન ગ્યૂટનબર્ગે ત્યાં અજમાવી જોઈ હતી. હવડાં જર્મનીને હાથ ગયલાં આલસેસ પરગણાનું એ રાજધાની શહેર ગણાયછે.

**કેલે**—ઉત્તર કોસ્તાપર ઈંગ્લાંડના દોવર બંદરથી ૨૨ મૈલને અંતરે છે. એ અંગ્રેજોના હાથમાંથી સન ૧૮૫૮ માં ફ્રેંન્ચોએ લઈ લીધું.

### બંદરના શહેરો.

માર્સેલ, હાવર, બોર્ડો, નાન્ટસ, રોશલે, ડંકિર્ક, બલૂગ્ના, કેલે.

### સાધારણ વિચાર.

**ફ્રાંન્સની** લંબાઈ ઉતરથી તે દક્ષિણસુધી ૬૦૦ મૈલ, પહોલાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૫૧૦ મૈલ, અને છેલ્લી જર્મની સાથની લડાઈમાં એ-

એબાં આલસેસ તથા લારેનના પરગણાઓ બાદ કરતાં એકંદર વિસ્તાર ૨ લાખ, અને ૫ હજાર ચોરસ મૈલ છે. સન ૧૮૭૧ માં કહાડેલી ગણુત્રિ મૂજબ કૂલે વસ્તી ૩ કરોડ, અને ૬૫ લાખ માણુસની હતી.

ફ્રાન્સની હવા તેના જૂદા જુદા ભાગોમાં હેર ફેર છતાં, સૂકી, ખૂશાનુમા, અને સૂખાકારી બરેલીછે. જમીન ઘણી ખરી સપાટ અને ફૂળવંત છે. ફ્રાંન્સની જમીન ત્યાંના લોકોમાં એટલી તો વહેંચાઈ ને કડકા બુકલા થઈ ગઇછે કે થોડાં વર્ષપર કહાડેલા હિસાબ મૂજબ ત્યાંની વસ્તીનો ત્રીજો ભાગ જમીનદાર જેવો ગણાયછે; અને જો તેની સરાસરી કહાડીએ તો દરેકે માત્ર ૧૨) એકર જમીન આવેછે. જમીનના ઉપયોગને લગતો એવો અડસતો છે કે, આખી જમીનનો અર્ધો અર્ધ ભાગ ખેતીમાં, ૧/૭ ભાગ જંગલોથી, ૧/૧૦ ભાગ ઘાસ ચારાથી, ૧/૧૬ ભાગ રસ્તાઓ વગેરેના બાંધ કામમાં, ૧/૭ પડતર, ૧/૧૬ ભાગ દ્રાક્ષના ક્યારાથી અને બાકીનો ભાગ પરચુરણ ખેતીવાડીમાં આવીછે.

ફ્રાન્સનો મુલૂક ખરેખર ઘણો માતબર તથા શક્તિવાન છે. મુખ્ય પેદાશમાં અનાજ તથા દારૂ છે. ગ્રેટ બ્રિટન સાથે સરખાવતાં ધાતુની પેદાશ કમ છે; તોપણ લોઢું, કોયલો, તથા સીસું વગેરે વધતા ઓછા જથામાં મળી આવેછે. મુખ્ય કારખાણા રેશમ, ઉન, રૂ, સણ તથા ફીટ વગેરેના છે. ફ્રેંચો જાતે સૂધરેલ, શૂરા, ઉદ્યોગી, અને એલમ હોજરમાં ઘણી ચંચલાઈ, તથા બાહોશી વાપરનારા છે. તેમજ મોજીલા અને ખૂશ મિજાજના છે. છેલ્લી જર્મની સાથની લડાઈ પછે સન ૧૮૭૧ થી રાજનીતિ પરજાસત્તાક થઇછે. લોકોનો મોટો ભાગ રોમન કેથોલિક પંથનો છે; તોબી બીજા પંથવાલા કે યાહૂદીઓને લાયકાત મૂજબ સરકારી મોટા હોદ્દા મેળવવાને કસી મના નથી.

ફ્રાંન્સે કેમ વિચારથી સન ૧૮૭૦ માં જર્મની સામે જે લડાઇ ઉઠાવી હતી, તેથી તેને પાર વગરનું નૂકશાન ખમવા છતાં ઘણું નિચું પડવું પડયુંછે.

પોતાનો સાહાનસહા, જંગના મપેસાલારો, બહાદુર લડવૈઆઓ, લશ્કરી અગણિત ધજાઓ અને નિશાંણો, તથા બેસુમાર લશ્કરી અસબાબ વગેરે ખોતાં, ૩ લાખ ઘણા બહાદુર લડવૈઆઓ શત્રુના બંધવા ગણાતાં ઉપરથી એ અબજ રૂપીઆ શત્રુને પહોંચલી નુકશાણીમાં તથા ગુનેગારી તરીકે દંડ આપાને પોતાની મોટાઈ તથા બોજ ખોઈ દીધાં છે.

## સ્પેન.

આગળ એના ૧૭ પ્રાંત કીધેલા હતા, હવડાં તેને વિભાગમાં વહેંચીને ૪૯ પરગણા કીધાંછે.

### મુખ્ય શહેરો.

**માડ્રિડ**—માંઝનારેસ નદીપર રાજધાનીનું શહેર છે. એમા નઝદિક ૩ થી તે ૪ લાખ માણુસની વસ્તી છે. એ દરિઆની સપાટીથી ૨૨૦૦) ફીટની ઊંચાઈ પર છે.

**બાર્સિલોના**—પૂર્વે ભૂમધ્ય સમુદ્રપર ભરપૂર વસ્તી તથા સારા વ્યાપારનું બીજું શહેર છે. એમાં એક વિદ્યાલય છે.

**સેવીલિ**—ગ્વાડેલકિવર નદીપર ઘણું પૂરાંણું ને શોભાયમાન શહેર છે. આખા યુરોપમાં તમાકુના સર્વેથી મોટાં કારખાણા એમાંછે. નામાંકિત નાવિક કોલમ્બસની એમાં ઘોર છે. આરંજનો અત્રે મોટો વ્યાપાર છે. વસ્તી ૧॥ લાખ સુધીની છે.

**ગ્રાનાડા**—જેનીલ નદીપર, આગળા મુર પાદશાહાઓનું છેલ્લું રાજધાની શહેર હતું. રાજા ફર્ડિનાન અને રાણી ઇસાબેલાએ એ સન ૧૪૯૨ માં જીતી લીધું હતું. ત્યાંજ તેઓની ઘોરો કીધી છે. વસ્તી ૧ લાખ સુધીની છે.

**કેડિઝ**—દક્ષિણ પશ્ચિમ કોસ્તાપર વાઇન દારૂના વ્યાપારનું મુખ્ય મઠક છે.

**કારડોવા**—ગ્વાડેલકિવર નદીપર. એમાં મુસલમાનોની મક્કાથી ઉતરતી એક મઝીદ હતી; અને તેઓનું આગલા વખતમાં એ રાજધાની શહેર હતું.

**સાલામાનકા**—ટામેસ નદીપર. એમાં એક મોટું વિદ્યાલય છે. ત્યાં સન ૧૮૧૨ માં ઈંગ્લિશ સપેસાલાર ડ્યૂક ઑવ વેલિંગટને ફ્રેન્ચ લશ્કરપર ફતેહ મેળવી હતી.

**ત્રાફેલગાર**—ઈંગ્લિશ દરિઆઈ સપેસાલાર લાર્ડ નેલસનની ફતેહની તથા તેના મૃત્યુકની જગો. (સન ૧૮૦૫ માં).

**સારાગોસા**—ઈબ્રો નદીપર, ત્યાંના રહેવાસીઓએ સન ૧૮૦૯ માં ફ્રેન્ચ લશ્કરની સામે અંતની ઘડીસુધી ઘણી બાહાદુરીથી પોતાનો બચાવ કીધો હતો.

**કોરન્ના**—ઉત્તર કોસ્તાપર બહોળા વ્યાપારનું મુખ્ય બંદર છે. ત્યાં ઈંગ્લિશ સરદાર સર જાહન મુર ફ્રેન્ચ ફોજના હાથપર મારયો ગયો (સન ૧૮૦૯).

**વાલેનશિયા**—પૂર્વ કોસ્તાપર રેશમના કારખાણાનું મુખ્ય શાહેર છે.

**ટોલિડો**—એ ટેગસ નદીપર છે. ત્યાં તરવાર વગેરે બીજાં હથિઆરો બનેછે.

**આલિકેન્ટ—મલાગા**—તથા **કાર્થેજીના**—એ ત્રણે પૂર્વ દક્ષિણ કોસ્તાપર અગત્યના શાહેરો છે. પહેલાં બે શાહેરોમાંથી મેવો અને રેશમ બીજા દેશો ખાતે નિકાસ થાયછે.

**જીબ્રાલ્ટર**—એજ નામની સામુદ્રધુનીપર દરિઆની સપાટીથી ૨૫૦૦) ફીટની ઊંચાઇએ એક મજબૂત ખડકપર કિલ્લેબંધી કીધેલું શાહેર છે. ઈંગ્લિશ સરદાર સર જ્યાર્જ રૂકે સન ૧૭૦૪ માં ફતેહ કીધું હતું. એ ઉપર ફ્રેન્ચ તથા સ્પેનના સાથે જોડાયલા ઘણા મજબૂત કાફલાએ સન ૧૭૭૯ થી તે ૧૭૮૨ સુધી ઘેરો નાખ્યો હતો; પણ ત્યાના ગવર્નર સર ગિલબર્ટ એલિઅતની બાહોસી•તથા તેના બહાદૂર લશ્કરની મરદાનગીથી ઉપલા કાફલાને બેહદ નુકસાન તથા મોટી નામોશી સાથે પાછું ફરવું પડયું હતું. આખા યુરોપ વચ્ચે ત્યાંજ વાંદરાઓની વસ્તી છે.

## બંદરના શહેરો.

બાર્સિલોના, વાલેનશિયા, કેડિઝ, સેવીલિ, આલિકંન્ટ, કાર્ટેજીના, મલાગા, કોરન્ના, અને બિલબોઆ.

## સાધારણ વિચાર.

સ્પેનની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૬૫૦ મૈલ, પહોલાઈ ૫૨૦ મૈલ, અને કેનેરીના ટાપૂઓ સાથે એકંદર વિસ્તાર ૧ લાખ, ને ૮૨ હજાર ચોરસ મૈલછે. કૂલે વસ્તી ૧ કરોડ, ૬૩ લાખ માણસની છે.

સ્પેન એ પહાડી મુલુક છે; ત્યાંની હવા જૂદા જૂદા ભાગોમાં જૂદી જૂદી ને હેર ફેરછે. ઊંચી સપાટ જગ્યાપર ઉન્હાળો તેમ શિયાલો બંન્ને શખ્ત ગુજરે છે. પશ્ચિમ તરફની હવા ઘણી મંદ અને સરદ છે. જમીન ફળવંત છતાં ખેતીવાડી હલકા કીસમની છે. અહીંની મુખ્ય પેદાશ ધાતુ, અનાજ, તરેહવાર મેવો, ઘોડા, મેંઢાં, ઉન વગેરે છે. આ દેશ ઘોડા તથા મરીનો જાતના મેંઢાની વરધી કરવા માટે જાંણીતો છે. આગલા વખતમાં સોના રૂપાની ખાણ માટે આ દેશ પ્રખ્યાત હતો; અને હજૂર પણ બીજી કેટલીક ધાતુઓની નિપજ વાસ્તે એ માતબર ગણાય છે. પારો, ત્રાંબુ, સીસુ, તથા કલાઈ સારા જથામાં મલે છે. વ્યાપાર વણજ તથા કારખાણાઓ આગલ કરતાં નબલી હાલતમાં છે. કેળવણી વિદ્યા હોનર વગેરે શોકકારક સ્થિતી ધરાવે છે. વસ્તીનો મોટો ભાગ લખી વાંચી જાંણવાથી બેનસીબ છે. સ્પાનિયર્ડો મોજ મજાહામાં મધ્યમ, રીત ભાતમાં ગમ્ભીર ને દમામી, પણ મગરૂબ તથા આલસુ છે. તેઓનો ધર્મ રોમન કેથોલિક છે.

# પોર્ટુગાલ.

## એના ૬ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**લિસ્બોન**—ટેગસ નદીપર રાજધાનીનું શાહેર છે. સન ૧૭૫૫ માં ધરતીકંપથી એ શાહેરનો ઘણો નાશ થયો હતો, અને તે સાથે ૬૦ હજાર માણસોના જીવ ગયા હતા. પોર્ટુગાલ દેશના વિદ્વાન અને કવિ કેમોઅન્સની એ જન્મ ભૂમિ ગણાય છે. હાલમાં ૨ લાખ, ૨૫ હજાર માણસની એ શાહેરમાં વસ્તી છે.

**ઓપોર્ટો**—ડુરો નદીપર, દ્રાક્ષના દારૂ માટે પ્રખ્યાત છે. આ શાહેર નામીચા નાવિક મેગેલિયનની જન્મ ભૂમિ ગણાય છે.

**કોઇમ્બ્રા**—માનડેગો નદીપર, જ્યાં મોટી વિદ્યાલય છે.

**સેટ્યુબાલ**—અંહિ મીઠાંનો વ્યાપાર ચાલેછે.

**એલવાસ**—દક્ષિણ પૂર્વે એક ઘણો મજબૂત કિલ્લો છે.

### બદરના શાહેરો.

લિસ્બોન—ઓપોર્ટો—સેટ્યુબાલ—અને ફેરો.

### સાધારણ વિચાર.

**પોર્ટુગાલ**ની લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૩૬૦ મૈલ, વધારેમાં વધારે પહોલાઈ પૂર્વથી તે પશ્ચિમ સૂધી ૧૪૫ મૈલ, અને આઝોર્સ તથા મડીરાના ટાપૂઓ સૂધાં એકંદર વિસ્તાર ૩૮ હજાર ચોરસ મૈલ છે. કૂલ વસ્તી ૪૩ લાખ, અને ૬૦ હજાર માણસની ગણાયછે.

**પોર્ટુગાલ**ની હવા સૂખાકારી ભરેલી અને નિરોગી છે. જમીન, સ્પેન દેશની જમીનના કસથી ઉતરતા કસની છે. ખેતીવાડી, કારખાણા તથા વ્યાપાર વણજ એ સર્વે પડતી ને પછાત હાલતમાં છે. અંહેની

મુખ્ય નિપજ અને નિકાસ વાઇન દારૂ, તેલ, તરેહવાર મેવા, અને લોઢું તથા મીઠું છે. કેળવણી ઘણી વિસરભાવ થતી ચાલીછે. જોકે કાયદો તો દરેક માબાપ ઉપર પોતાના બચ્ચાંને નિશાળે મોકલવાની ફરજ પાડતો બાંધેલો છે; મગર તેને અમલમા તો કોઈ કદાચજ લાવેછે. એવી અજ્ઞાનતા થયલી છે કે, ૩૬ છોકરાંએ એક છોકરૂં નિશાળે જાયછે. પોર્ટુગીઝ લોકો વિષે કોઈ એવું કહેતું નથી, કે તેઓ ઉદ્યોગી કે સુઘડ છે. આવી ઉતરતી હાલત અને પદવીમાં આજે આવી પડ્યાછે ખરા, પણ ૧૫ મી સદીમાં તો સમુદ્રમાં સોધ ખોલ કરવામાં અને શકિત ધરાવવામાં પહેલી પદવીએ હતા. આ લોકોને સ્પેનના રાજા બીજા ફિલિપે સને ૧૫૮૦ માં જીત્યા હતા, પણ સન ૧૬૪૦ મા પોતાનું સ્વતંત્રપણું પાછું મેળવ્યું હતું. સન ૧૮૦૭ માં ફ્રેંચોએ પોર્ટુગીઝો ઉપર હલ્લો કીધો હતો, મગર ઈંગ્લિશોની મદદ મળ્યાથી ફ્રેન્ચોને પાછું ફરવું પડ્યું. પોર્ટુગીઝો હરરતા કેથોલિક પંથના છે.

## બેલજ્યમ.

એ મધે ૯ પ્રાંતો છે.

### મુખ્ય શહેરો.

**બ્રસેલ્સ**—રાજધાની શાહેર, સેન નદીપર છે. ત્યાં ગાલીચા, ગાડી અને દુનિઆ વચ્ચે સર્વેથી સરસ ફીટ બને છે. એમાં ૧ લાખ, ૭૫ હજાર માણસની વસ્તી છે. એ શાહેર એવું તો દેખાવડું અને શોભાયમાન બાંધ્યુંછે કે એને ફ્રાંન્સની રાજધાની પારિસ શાહેરનો એક નાનકડો નમુનો ગણેછે.

**આન્ટવર્પ**—એ શેલ્ટ નદીપર બહોળા વ્યાપારની જગો છે. એમાં આખા યુરોપ વચ્ચે ઊંચામાં ઊંચો બુર્જ અથવા કિલ્લો છે. જેની ઊંચાઈ ૪૬૬ ફીટની છે. અને જેને મથાલેથી ચોમેર ૫૦ મૈલની હદ સુધીનું દેખી

શકાયછે; યાને કે આઠ હજાર ચોરસ મૈલના વિસ્તારપર નજર પહોંચી શકેછે. નામાંકિત ચિતારા રૂબેન્સ, વાનડાઈક, અને ટેનીઅર્સની એ શહેર જન્મ ભૂમિ ગણાય છે. એમાં ૧ લાખ, ૨૫ હજાર માણસની વસ્તી છે.

**ઘેન્ટ—અથવા ગ્યાંગ**—એ લીસ તથા શેલ્ટ નદીઓના સંગમ ઉપર છે. એમાં વ્યાપારની જણસો બનાવવાનાં મોટાં કારખાણા હોવાથી ઘણીવાર એને બેલજ્યમનું માનચેસ્ટર કરીને બોલેછે. એ ૨૬ ટાપૂઓથી બનેલું અને એકશો પૂલોથી જોડી લીધેલું છે; એવું છતાં એમાં મોટા બાગ બગીચા અને મેદાનો છે. જર્મનીના શાહાનસહા પાંચમાં ચાર્લસની એ જન્મ ભૂમિ છે, (સન ૧૫૦૦ માં). ૧ મોટી વિદ્યાલય, અને ૧૧ લાખ માણસની એમાં વસ્તી છે.

**લીએજ**—ઉગમને મ્યુઝ નદીપર છે. એને ઘણીવાર બેલજ્યમનું બર્મિંગામ કરીને કહેછે. એમાં લુહારકામ, ટોપ, લડાઈના હથિયારો તથા ઘડિયાળો બનેછે. એમાં એક વિદ્યાલય છે. એ શહેરની નઝદિકીમાં કોયલાની ખાણો તથા ગરમ પાંણીના ઝરા છે.

**માલિન્સ—યા મેકિલન**—ડાઈલ નદીપર ફીટ અને સણને માટે પ્રખ્યાત છે.

**બ્રુગેજ**—એ એક મજબુત કિલ્લેબંધી કીધેલું શહેર છે. આગલા વખતમાં સર્વેથી મોટાં વ્યાપારી શહેરો મધે એ પણ એક હતું. પણ ૧૫ મી સદીમાં ધર્મને લગતું ઝનુન સલગવાથી ત્યાંના ઘણાક ઉદ્યોગી અને હોન્નરવાલા લોકોએ પોતાના જાન માલની સલામતી કીને ઈંગ્લાંડમાં જઈ રહી ત્યાંનો આસરો લીધો હતો. હજુર પણ સણ તથા ફીટના કારખાણાઓ માટે એ શહેર પ્રખ્યાત છે. ઑઈલ પેન્ટિંગ તથા દશાંશ ગણિત આ શહેરમાંથી જન્મ પામેલાં બોલાયછે.

**વાટર્લુ**—બ્રસેલ્સની દક્ષિણે દશ મૈલપર આવેલું એક પ્રખ્યાત ગામડું છે. ઈંગ્લિશ સપેસાલાર ડ્યુક ઑવ વેલિંગ્ટન, અને પ્રૂશિયન સપેસાલાર

બ્લુચર એઓએ સાથે મળીને ફ્રેન્ચ સપેસાલાર મોટા પ્રાક્રમી શહાનશાહા નેપોલિયન બોનાપાર્ટ ઉપર તારીખ ૧૮ મી જુન ૧૮૧૫ ને દિવસે આ ઠેકાંણે સંપૂર્ણ ફતેહ મેળવી હતી.

## બંદરના શહેરો.

### આંન્ટવર્પ—બ્રુગેજ—અને આસ્ટેન્ડ.

### સાધારણ વિચાર.

**બેલજ્યમ**ની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૪૫ મૈલ, પહોલાઇ ઉત્તરથી ને દક્ષિણ સુધી ૧૨૫ મૈલ, અને એકંદર વિસ્તાર ૧૧૪૦૦) ચોરસ મૈલ છે. વસ્તી ૫૦ લાખ, ૮૭ હજાર માણુસની ગણાય છે. જેટલી થોડી જગ્યા આ દેશ રોકીછે, તે સાથે તે મધેની વસ્તીનો મૂકાબલો કરતાં યૂરોપ મધે એક ઘણો ભરપૂર અને ખિચોખિચ વસ્તી વાલો દેશ ગણાયછે.

**બેલજ્યમ**ની હવા અગ્નિ ખુણે મધ્યમ, નર્મ, અને પસંદજોગ છે; પણ ઉત્તર તરફની સરદ અને રોગિષ્ટ છે, એની ધરતી ફલવંત છે. આખી જમીનનો ⅘ ભાગ માતબર જંગલથી ભરેલો છે, જ્યાં ઓકના ઝાડનો સારો જથ્થો નિપજેછે. ખેતવાડી ઘણી ઉત્તમ પ્રકારની છે. ભાજી તરકારી ઈંગ્લાંડને મલતી થાયછે. આ દેશાનું કદ ધ્યાનમાં લેતાં એની આગળ યૂરોપના બીજાં રાજ્યો ખેતીવાડીમાં, કારખાણાઓમાં, તથા ખણિજ પદાર્થો મેલવવાના ઉદ્યોગમાં પછાત પડલાં જણાયછે. અહીં લોઢાંની, કોયલાની, જસતની અને સીસાની મોટ મોટી ખાંણો છે, ફીટ તથા સણના કારખાણાઓ માટે આ દેશ ઘણું આગળથી પ્રખ્યાત છે. ઘોડા, ગાય, ઢોર, મેંઢા, ડુક્કર વગેરેને ઘણી સારી હાલતમાં ઉધારે છે. વ્યાપાર વણજ ઘણો બહોલો તથા આબાદી ભરેલી હાલતમાં ચઢતોછે, ત્યાંના ફલેમિશ લોકો આગળ એકવાર ઘણા નામીચા ચિતારા ગણાતા હતા. બીજા કેથોલિક રાજ્યવાલાઓ કરતાં આ દેશ કેલવણી ઉપર ઘણું સારું ધ્યાન

આપ્યું છે. ગણત્રિ ઉપરથી માલુમ પડ્યું છે કે આ દેશની આખી વસ્તીના ૯ ભાગ કેળવણી લે છે. ત્યાં ઘેન્ટ, લીએજ, લોવેન, અને બ્રસેલ્સ એ ચાર તો મોટી વિદ્યાલયો, અને ૫ લાખથી વધું પૂસ્તકોના ૧૪ તો મોટાં ભંડાર કીતાબખાના છે. રહેવાસીઓમાં ફ્રેન્ચ તથા જર્મન મેળસેળ છે; તથા તેઓની રીતભાત, ચાલચલન, અને પેરવાસ એ સર્વ હેરફેર તથા જુદાં છે. આ દેશમાં ચાર જુદી જુદી ભાષા બોલાયછે. લોકો રોમન કેથાલિક પંથના છે; પણ કોઈ બીજા પંથવાળાને તેથી કરીને રાજદ્વારી ખાતાંઓમાં રહેવાને, કે તેમાં આગળ વધવાને કસી મના નથી, કે કસી હરકત નથી. આ દેશ ઘણો વખત સુધી સ્પેનના રાજાની ધુસરી હેઠળ દબાયેલું રહ્યા બાદ સન ૧૮૧૫ માં તેને હાલંડ સાથે મેળવી દીધું હતું; પણ પછે સન ૧૮૩૦ ના વર્ષથી અલાહિદું કરીને લ્યોપોલ્ડ પહેલાના હસ્તકમાં જુદુંજ રાજ ઉભું કર્યું.

## હાલંડ અથવા **નધરલૅન્ડજ.**

એના ૧૧ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**આમ્સટર્ડામ**—એ વાઈ નદી પર રાજધાનીનું શહેર છે, અને દુનિયાં મધેના મોટાં વ્યાપારી શહેરો મધેનું એ એક મોટા વ્યાપારનું મઠક છે. એમાં વહાણો બાંધવાની ગોદીઓ છે. અત્રેનું હીરા કાપવાનું કામ ઘણું વખણાયછે. વસ્તી ૨ લાખ, ૭૫ હજાર માણસની છે.

**રાત્તર્ડામ**—એ માઁઝ નદીપર વ્યાપારનું મોટું મથક છે.

**હેગ**—વાવ્ય ખૂણે, એમાં ઇનિસાફ કરવાની કોર્ટ છે. ઈંગ્લાંડના ત્રીજા ઉવિલિયમની તથા નામિચા ગણિત શાસ્ત્રી હ્યુગેન્સની જન્મભૂમિ. પાદશાહાનું હમેસનું ઘણું ખરૂં રેહાણ પણ એમાંજ છે.

**લેડન**—એ જૂની ન્હીન નદીપર છે. આ શહેર ઉપર સ્પાનિયર્ડ લોકોએ સન ૧૫૭૩ માં ઘેરો નાખ્યો હતો, તે વેળાય ત્યાંની ઓરતોએ શહેરના

બચાવના કામમાં ભાગ લીધો હતો, તેની યાદગારીમાં સન ૧૫૭૫ માં આ શહેર મધે એનાજ નામની એક મોટી વિદ્યાલય સ્થાપ્યામાં આવી છે.

**યૂટ્રેકટ્**—એ હીન નદીપર છે. એમાં એક મોટી વિદ્યાલય તથા ઉનના કારખાણા છે. સન ૧૫૭૯ અને ૧૭૧૩ માં સ્પાનિયર્ડો સાથે થયલા કોલકરારો માટે એ પ્રખ્યાત છે.

**ગ્રોનિંગન**—એમાં પણ વહાણો બાંધવાની ગોદીઓ અને એક મોટી વિદ્યાલય છે.

**હારલેમ**—આ શહેરમાં લારેન્સ કાસ્ટરે સન ૧૪૪૦ માં છાપવાનો હોન્નર પ્રગત કીધો હતો એમ કેટલાકો ધારેછે. ટયૂલિપ્સ અને ડાલ્યા વગેરેના શોભાયમાન ફુલોના કાંદાની ત્યાંથી મોટી નિકાસ થાયછે. ઉપલો લારેન્શ કાસ્ટર જેને ડચ લોકો છાપાના હોનરનો જન્મ આપનાર ગણેછે, તેની જન્મ ભૂમિ પણ એજ શહેર છે.

## બંદરના શહેરો.

આમ્સટર્ડામ,—રોત્તર્ડામ,—અને મિડલબર્ગ.

## સાધારણ વિચાર.

હાલંડની લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨૦૦ મૈલ, પહોલાઈ પૂર્વેથી તે પશ્ચિમ સુધી ૧૨૦ મૈલ, અને એકંદર વિસ્તાર ૧૩૬૦૦) ચોરસ મૈલ છે. કુલે વસ્તી નઝદિક ૩૭ લાખ માણસની છે.

હાલંડની હવા ઠંડી, શરદ, ને ધુમસ્યા છે. શિયાલો ઘણો સખ્ત ગુજરેછે; તથા ઝાકલની તો કસી હદ નથી, અને પારકા દેશવાળાને તો તદન નામુઆફક છે. એની ધરતી અનાજ દાણાના પાક કરતાં ઘાસ ચારાનો પાક આપવાને વધારે લાયક છે. આ દેશની જમીનમાં ખણિજ પદાર્થ કે ધાતુનું નામ પણ નથી; એટલુંજ નહીં પણ બાંધકામ કરવાને પથર પણ નથી; જેમ ઈંગ્લાંડમાં સંખ્યાબંધ રસ્તાઓ છે, તેમ ત્યાં અગણિત નાળાં નહેરો છે. આ દેશની જમીન સમુદ્રની સપાટીથી ઘણી હેઠાંણ

ગઈ છે, માટે સમુદ્રના પાંણીથી દેશ ધોવાઈ ન જાય, તેટલાસારૂં મટોડાંના મોટા મોટા પુસ્તાઓ બાજુઓથી બાંધી લીધામાં આવ્યા છે.

મુખ્ય વ્યાપારની જનસોમાં—માખણ, પનીર, સુકી યા આથેલી માછલી તથા સણ છે. ખેતીવાડી ઘણીજ ઉત્તમ પ્રકારની છે. સણ, હોપ (જે બીર દારૂ બનાવવાના કામમાં આવેછે), તમાકુ અને ચકુંદર (જે મધેથી ફ્રાંન્સમાં સાકર બનાવેછે), વગેરેની ભારી નિપજ કીધામાં આવેછે. હાલંડના લોકો જેઓને આપણ ડચ અથવા વલંડા કરીને બોલીએ છે, તેઓ ઉદ્યોગી, હુશિયાર અને અચ્છા ખેડુતો છે. તેઓ અંગની અને ઘરબારની સફાઇ તથા સુઘડાઇ રાખનાર તથા હરેક કામ પાછળ મંડવાની કાલજી રાખનાર, ગરીબો ઉપર રહેમદિલ, અને છુટાપણાને ચહાનાર તરીકે ઘણા પ્રખ્યાત છે. તેમના દેશમાં ભિખ માગી ગુજારો કરવાની સખ્ત મનાઈ છે. ડચ અને બેલજ્યન્સ મુખ્ય કરીને ચિત્ર વિદ્યામાં બહુ પંકાયલા છે; તે સાથે બીજા હોન્નર અને કામ કારીગારીમાં ઘણા કુશલ છે. સન ૧૫૭૯ માં તેઓએ સ્પેનના જુલમમાંથી છુટા થઈ પોતામાં પ્રજાસત્તાક રાજ્ય ઉભું કર્યું હતું, પણ સન ૧૮૧૫ થી રાજનીતી હદવાળી કરીછે. વસ્તીનો બે ભાગ પ્રોટેસ્ટંટ પંથના અને એક રોમનકેથોલિક પંથનો છે.

## જર્મની.

એમાં ચાર મુખ્ય રાજ્યો, અને ૨૨ સંસ્થાનો છે.

### મુખ્ય રાજયોમાં

પ્રુશિયા, સાકસની, બવેરયા, ને ઉર્વેટેંમબર્ગ.

### મુખ્ય શહેરો.

**ફ્રાંન્કફોર્ટ**—મૈન નદીપર, એમાં સન ૧૮૬૬ સુધી જર્મનીની પાર્લમેંટ સભા ભરાતી હતી. ત્યાં બહોળો વ્યાપાર છે. વસ્તી એક લાખને સુમારે છે.

**હામ્બર્ગ**—એલ્બ નદીપર. આખાં જર્મની મધ્યે ઘણા બહોળા વ્યાપારનું એ શહેર છે. ફકત ઈંગ્લાંડ સાથનીજ આયાત ૨૦ અને નિકાસ ૧૦ કરોડ રૂપીઆની છે.

**લૈપઝિક**—સાક્સનીના રાજ્યનું એક મુખ્ય શહેર છે. અત્રે વર્ષમાં ત્રણ-વાર ચોપડીઓના મોટા મેલા ભરાય છે, અને તેમાં ચોપડીઓનો ભારી ઉઠાવ થાયછે. ત્યાં એક વિદ્યાલય છે.

**ગોટિંગન**—આહીં પણ એક મોટી વિદ્યાલય છે.

**મ્યૂનિચ**—ઇસાર નદીપર. બવેરીઆના રાજ્યનું રાજધાની શહેર છે. એ શહેર સમુદ્રની સપાટીથી ૧૬૦૦ ફીટ ઉંચાઇએ છે. એમાં એક વિદ્યાલય છે.

**હાનોવર**—ત્યાં બહોળો વ્યાપાર છે. નામીચા જ્યોતિષ શાસ્ત્રી સર વિલિયમ હાર્સેલની આ શહેર જન્મભૂમિ છે.

**ન્યૂરેમ્બર્ગ**—કેટલીક શોધો માટે આ શહેર પ્રખ્યાત છે. નાના ઘડિઆળોની પહેલ વહેલી શોધ ૧૬ મી સદીમાં ત્યાંજ થઈ હતી.

**ડ્રેસડેન**—એલ્બ નદીપર, સાક્સનીના રાજ્યનું રાજધાની શહેર. એમાં ઘણા નામીચાં ને કિમતી ચિત્રો, ઘણા નાદર કોતરકામો, તથા પુરાંણી વસ્તુઓ, અને મહાભારત પુસ્તકખાના વગેરેનો ઘણો કિમતી સંગ્રહ છે. સન ૧૮૧૩ માં ફ્રેંન્ચોએ ત્યાં ફતેહ મેલવી હતી.

**સ્ટટગાર્ડ**—એ ઉર્વેટેમ્બર્ગના રાજ્યનું રાજધાની શહેર છે. એમાં પણ એક પાદશાહી પુસ્તકખાનુ છે; જેમાં બીજાં પુસ્તકો સાથે ખ્રિસ્તિ ધર્મના ૬૮ જૂદી જૂદી ભાષામાં લખાયલાં ૧૨ હજાર ધર્મ પુસ્તકો છે.

**બ્રેમેન**—બીસર નદીપર, તથા **લ્યૂબેક**—ટ્રેવ નદીપર એ પણ ઠીક શહેરો છે.

### બંદરના શહેરો.

**હામ્બર્ગ, બ્રેમેન, લ્યૂબેક, અલટોના, સ્ટેટિન અને કેઇલ.**

## સાધારણ વિચાર.

જર્મનીની લંબાઇ ૫૯૦ મૈલ, પહોળાઈ ૫૫૦ મૈલ અને એકંદર વિસ્તાર ૨ લાખ, ૧૦ હજાર ચોરસ મૈલ છે. વસ્તી કુલે ૪ કરોડ અને ૧૦ લાખ માણુસની છે.

જર્મનીની જમીન વિષે સામટી રીતે બોલ્યે તો તે ઘણી ખરી સપાટ મેદાન છે; તોબી દક્ષિણ અને પશ્ચિમ ભાગો પહાડી અને ડુંગરા ડુંગરથી ભરેલા છે. હવા ઘણું કરીને મધ્યમ તથા સુખાકારી ભરેલી છે; મગર ઉત્તરભાગ વધારે ઠંડો અને સરદ છે. ધરતી સાધારણ રીતે સારી છે; તથા ધાતુની પેદાશમાં માતબર છે. રૂપું, ત્રાંબુ, લોઢું, સીસુ, કલાઈ, પારો, જસત ગંધક, અને સિંધવ વગેરેની સારી ખાણો છે. ત્યાંથી સણ, ઉન, અનાજ, તમાકુ, લાકડાં તથા દારૂની મોટી નિકાસ થાયછે. અત્રેનું ચીનીકાંમ સારૂં વખણાય છે. સાકસનીના ભાગમાં મરીનો જાતના મેંઢાની વરધો અને નિપજ બહોળી છે. કેળવણીની બાબતમાં તો દુનિઆંનો કોઇબી ભાગ કે દેશ એની બરોબર ઉતરી શકયું નથી. આખી વસ્તીનો ⅙ ભાગ નિશાળે જાય છે. સાત વર્ષની ઉમરનું બચ્ચું થયું કે બસ તેને નિશાળે મોકલવુંજ જોઇએ, એવો શકત ધારોછે. અત્રે ૧૩ તો મોટી વિદ્યાલય છે; અને તેના મધુર ફળો તરીકે ઉગી નિકળેલાંમાં **કેપલર** ને **હરશેલ** જેવા જયોતિષ શાસ્ત્રીઓ; **નીબર** જેવો તવારિખ લખનાર; **ગોથ** ને **સ્ચીલર** સમાન કવિઓ; **હૉલબેન** તથા **રૂબેન** સરખા ચિતારા; **હેન્ડલ, મોઝાર્ટ,** અને **બીથોવેન,** વગેરે સંગીત ઉસ્તાદો, અને બીજા ઘણાંક મહા વિદ્વાન કોઈથી અનજાંણા નથી. જર્મનો જાતી ગુણોમાં ઉદ્યોગી, પ્રમાણીક, ખોલ્લાં દિલના, વિચારી કામ કરનારા, એલમ હોનરમાં કુશળ, અને લડાયક છે. આજે યૂરોપખંડ મધેના પહેલી પદવી વાળાં મોટાં રાજ્યો મધેનું એ એક ભારી બળવાન રાજ્ય ગણાયછે. વ્યાપાર

વણજમાં કે મોટાં કારખાણાઓમાં એટલી મોટી કે પેહેલી પદવીએ હજુર આવી શક્યું નથી. એના નાનાં નાનાં અને છૂટાં છૂટાં રાજ્યો હોવાથી, દરેક છૂટાં રાજ્યવાળા પોતાની માડવી કે ફુરજા જુદા રાખી જકાત લેતા, જેથી વેપારીઓનો વખત જતાં અને મેહનત પડતાં વળી માલની કિમ્મતમાં એટલો તો વધારો થઈ પડતો કે કેથે તે માલ પોપાય નહીં કે લેવાવાળાને પરવડે નહીં. આ ઉપરથી સન ૧૮૧૮ થી દરેક ઠેકાણે રોકાવાનું અને જકાત ભરવાનું કહાડી નાખી છૂટાં છૂટાં રાજ્યવાળાઓએ એક વિચારથી એક મંડલીની મારફતે જકાત વસુલ કરવાનું ઠરાવ્યું, જેથી હવે આગળ જેટલી હરકત રહી નથી. આ છૂટાં રાજ્યો ઉપર આગળ આસ્ત્રિયાવાળાની મુરબ્બીગીરી હતી. તે સન ૧૮૬૬ માં પ્રુશિયાવાળાએ લડાઈ કરીને પોતાને સ્વાધીન લીધી છે. ત્યાંની વસ્તીના અર્ધા ભાગથી વધારે પ્રોટેસ્ટંટ પંથના અને બાકીના રોમનકેથોલિક પંથના છે, પણ તેમાં પ લાખ યાહુદી છે.

## પ્રુશિયા.

### એ મધે ૮ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**બર્લિન**--સ્પ્રી નદીપર, આખાં જર્મન શાહાનશાહતનું રાજધાનીનું શાહેર છે. એ ઘણું શોભાયમાન અને મોટા પહોલા રસ્તાઓની બંધે બાજુઓએ લિંબુડીના ઝાડોની હાર લગાડી ખૂબ દેખાવડું કીધું છે. એમાં ૭ લાખથી વધારે માણસની વસ્તી છે. આ શાહેરમાં દાખલ થવાને ૧૬ ભાગળો યાને મોટા દરવાજા છે. એમાં એક મોટી વિદ્યાલય છે.

**બ્રસલા**—ઓડર નદીપર, સિલસ્યાના ભાગનું મુખ્ય શાહેર છે. સણ તથા ઉનના મહાભારત કારખાણાઓનું અને મુખ્ય કરીને આસ્ટ્રિયા સાથના ઘણા ભારી વ્યાપારનું મઠક છે. એ મધેખી એક વિદ્યાલય છે.

ડાન્ટઝિક—વિસ્ચૂલા નદીપર, અનાજના વ્યાપારનું ઘણું મોટું બંદર છે.
કોનિઅસબર્ગ—પેરેગેલ નદીપર, લાકડાંના વ્યાપારનું મોટું બંદર છે. અહીં પણ એક વિદ્યાલય છે.
માગડિબર્ગ—એલ્બ નદીપર, ઘણું મજબુત કિલ્લેબંધી કીધેલું એક પૂરાણું અને વસાવેલું તથા બહોળા વેપારનું શાહેર છે.
હાલી—એ સાલ નદીપર, એમાં એક મોટી વિદ્યાલય છે. સંગીત શાસ્ત્રના ઉસ્તાદ હેન્ડલની એ જન્મભૂમિ છે.
કોલાંન—પશ્ચિમે હ્રીન નદીપર, એમાં એક ઘણુંજ મહાભારત અને મોટું દેવળ છે. જે સન ૧૨૪૮ ના સાલથી બાંધવા માડ્યું હતું. ભરવા ચોપડવા તથા પીવાનો કોલાંનવાટર ત્યાં બનેછે.

## બંદરના શાહેરો.

ડાન્ટઝિક, કોનિગસબર્ગ અને મેમલ.

## સાધારણ વિચાર.

પ્રુશિયાની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૮૦૦ મૈલ, પહોલાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૪૭૦ મૈલ, અને વિસ્તાર ૧૩૭૦૦૦) ચોરસ મૈલ છે. વસ્તી ૨ કરોડ, ૪૦ લાખ, અને ૪૦ હજાર માણસની છે.

પ્રુશિયાની હવા પશ્ચિમ જર્મનીના ભાગની હવાને ઘણી નઝદિક મળતી છે; મગર પૂર્વ ભાગે વધારે ઠંડી છે. અહીંનો મધ્ય ઉન્હાળો ફ્રાંન્સના પશ્ચિમ ભાગ ઉપરના ઉન્હાળા જેવો ગરમ છે. જમીન સપાટ અને કસમાં ઉતરતી છે. માગડિબર્ગના ભાગમાં સારી ખેતી ચાલેછે. આ દેશની જમીનનો પાંચમો ભાગ લાકડાંના જંગલોથી ભરેલો છે. ધાતુની પેદાશ ઝાઝી છે નહીં. માત્ર હાંનોવરના ભાગમાં કંઈક નિપજ છે ખરી. મુખ્ય વેપારની જણસોમાં સણ, ઉન, લાકડાં તથા અનાજ છે. મુખ્ય કારખાણાવાળા ભાગો સ્લિશ્યા અને કિલનબર્ગ છે. પૂર્વ બાલ્ટિક

સમુદ્રના કોસ્તાપરથી ફેરબ્રો મલેછે. (કેળવણી વિષે જર્મનીના ભાગમાં જોવું.) પ્રુશિયા એક પાદશાહી દરજ્જાએ સન ૧૭૦૦ ના વર્ષથી ગણાવા લાગ્યું. અહીંની રાજનીતિ હદવાળી છે. પ્રુશિયાનો પાદશાહ તે જોડાયલાં જર્મન રાજ્યોનો શાહનશાહ તરીકે સન ૧૮૭૨ થી ગણાવા લાગ્યોછે. અત્રેની વસ્તીનો ૩/૫ ભાગ પ્રોટેસ્ટંટ પંથનો અને બાકીના બે ભાગમાં લુથેરન તથા રોમનકેથોલિક પંથના છે.

## ડેન્માર્ક.

એ રાજ્ય ચાર ભાગોમાં વહેંચાયલું છે.

### જટલાંન્ડ, આર્ચિપેલેગો, આઇસલાંન્ડ ને ફેરોના ટાપૂઓ.

### મુખ્ય શહેરો.

**કોપેનહેગન**—રાજધાનીનું શહેર, ઝીલાંન્ડ બેટમાં છે. એમાં ૧ લાખ, ૮૦ હજાર માણસની વસ્તી છે. સન ૧૪૭૮ ના વર્ષથી અહીં એક મોટી વિદ્યાલય સ્થાપવામાં આવી છે. ત્યાં ૪ લાખથી વધારે પુસ્તકોનું એક મોટું પાદશાહી પુસ્તકખાંનું છે. અહીંની વિદ્યાહોન્નરને લગતી મંડળી દુનિયાંના સુધરેલા ભાગોમાં જાણીતી છે. એ એક બંદર પણ છે.

**અલસિનોર**—ઝીલાંન્ડ બેટમાં છે. એ તરી જકાતનું ઠેકાંણું છે.

### સાધારણ વિચાર.

સન ૧૮૬૪ માં વિયના શહેરમાં કોલકરાર થયા તે આગમચ આ દેશનો વિસ્તાર ૨૧૮૫૬ ચોરસ મેલ હતો; તથા વસ્તી ૨૭ લાખ, ૮૦ હજાર માણસની હતી; પણ છેલ્લી લડાઈમાં આ દેશનો કેટલોક સારો ભાગ પ્રુશિયાવાળાએ લેઇ લીધાથી સન ૧૮૭૦ માં આ દેશનો વિસ્તાર ૧૪૮૦૯ ચોરસ મેલ અને વસ્તી ૧૭ લાખ, ૮૫ હજાર માણસની રહી હતી. તેમાં આ દેશને લગતાં ફેરો તથા આઇસલાંન્ડનાં ટાપૂઓનો

વિસ્તાર અને વસ્તી મેળવ્યે તો કૂલે વિસ્તાર ૫૪૮૪૦ ચોરસ મૈલ, અને કૂલે વસ્તી ૧૮ લાખ, ૨૬ હજાર માણસની છે.

ડેન્માર્કની હવા જર્મનીની હવા કરતાં વધારે નરમ અને સ્કાટલાંન્ડની હવાને ઘણી મલતી છે. આસમાન વાદળાંઓથી ભરેલું તથા વરસાદનો મારો ઝપરો હોય છે. દક્ષિણ ભાગની જમીન ફળવંત અને સારી એડાયલી છે; પણ ઉત્તર તરફની તો સપાટ, રાતી રેતીની, અને ઉજાડ મેદાન છે. મુખ્ય પાક અનદાણાનો છે. અત્રે કારખાણા તો માત્ર નામનાજ છે, મગર વ્યાપાર ઠીક છે. **આયાત માલમાં** કોયલો, લોઢું, નિમક, લાકડાં, ડામર અને મેવો તથા દારૂ વગેરે. **નિકાસ માલમાં**–અનાજ, માખણ, ઘોડા, બળદ, નિમક દીધેલુ માસ, ચામડાં, ઉન અને મધ વગેરે છે. કોસ્તા ઉપર માછલાં મારવાના ધંધાથી લોકોના મોટા ભાગને ઠીક રોજગાર મળેયો છે. આ લોકો મજબુત બાંધાના, એકમાર્ગી, કરકસરયા અને ભારે ઉદ્યોગી છે. રાજ્ય તરફથી સકત ધારોછે કે દરેક રહેવાસીએ કેળવણી લેવી તથા આપવી; એટલે હ્યાંનો ગમે એવો પણ રહેવાસી લખી વાંચી તો જાણેજ જાણે. આ લોકો લુથેરન પંથી છે. રાજનીતિ હદવાળી છે.

## સ્કાનડિનેવિઆ (સ્વીડેન અને નૉર્વે મલીને.)

### નૉર્વે.

એમાં ૬ પ્રાંતો છે.

### મુખ્ય શહેરો.

**ક્રિસચયાના**—રાજધાનીનું શહેર, એમાં વાઈસરાય રહેછે. વસ્તી ૬૫ થી તે ૭૦ હજાર માણસની છે. હ્યાં એક વિદ્યાલય છે.

**બર્ગન**—એ બહોળા વ્યાપારનું મઠક છે. અહીંથી સૂકી માછલીની મોટી નિકાસ થાય છે.

**ક્રાંગસબર્ગ**—એમાં રૂપાંની ખાણ છે.

**રોરાઝ**—એમાં ત્રાંબાની ઘણી મોટી ખાણ છે.

**હામ્મરફેસ્ટ**—પશ્ચિમ કોસ્તાપર; યૂરોપના ભાગમાં સર્વેથી ઉત્તરમાં ઉત્તરે એ શહેર આવ્યું છે. અહીં ઉન્હાળાના આખા બે માસ સુધી સૂર્ય અસ્ત પામતો નથી, અને સૂર્યની રોશનીમાં કંઈબી ખાંચો ન પડતાં એમની એમ મળ્યા કરેછે.

## બંદરના શહેરો.

### ક્રિસચ્યાના, બર્ગન અને ડરામ્મેન.

## સાધારણ વિચાર.

નૉર્વેની લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સૂધો ૯૦૦ મૈલ, પહોલાઇ પૂર્વથી તે પશ્ચિમ સૂધી ૨૬૦ મૈલ અને વિસ્તાર ૧૨૩૦૦૦ ચોરસ મૈલ છે. કૂલ વસ્તી ૧૭ લાખ અને ૧॥ હજાર માણસની છે.

નૉર્વેનો મુલૂક યૂરોપના બીજા દેશો કરતાં વધારે પહાડી છે. તેમાં બરફના મેદાનો, પાણીના મોટા ધોધવા, સરોવરો, ઉભી ટેકડીઓ અને પાંઈન જાતના ઝાડોના જંગળોનો કંઈ ટોટો નથી. આથી કરીને આખા દેશની જમીનનો માંન માન એકશોમો ભાગ જમીન એતીવાડીના કામમાં આવી શકીછે. પહાડોની જે હાર લાગીછે, તે મધે ઉત્તરમાં **કોલનની,** મધ્યમાં ડૉફ્રેફિલ્ડની, અને દક્ષિણમાં **હાર્ડેનજર ફિલ્ડની** હારો લાગી રહીછે.

નૉર્વેની હવા નિરોગી છે, જેથી કરીને ત્યાંના રહેવાસીઓની ઊંમર ઘણી લાંબી હોયછે. ત્યાંનો શિયાળો ઘણો લાંબો અને ઘણો સખ્ત ગુજરે છે. નઝદિક ૮ થી તે ૯ માસ સુધી તે ચાલુ રહેછે; વળી મધ્ય ઉન્હાળામાં કેટલાંક અઠવાડ્યાં સૂધી સૂર્ય અસ્ત પાંમતો નથી. ઉન્હાળો ત્રણ માસ રહેછે, અને તે સખ્ત ગુજરે છે. સપટેમ્બરથી તે એપ્રિલ માસ સૂધી આખા દેશમાં બરફ રહેછે.

નૉર્વેનો ઉત્તર ભાગ ઉજડ છે, લેકિન કોસ્તો માછલાંથી ભરપૂર છે. બીજા ભાગો પાંઇન જાતના લાકડાંના જંગલ, તથા કિમતી ધાતુઓની ખાણોથી ભરેલા છે. મુખ્ય ધાતુઓમાં રૂપું, ત્રાંબુ અને ઘણી સારી જાતનું લોઢું છે. અત્રે અનાજનો પાક થોડોજ ઉતરેછે. નૉર્વેજ્યન લોકોની મોટામાં મોટી દોલત કિમતી ધાતુઓની ખાણો, લાકડાંના જંગલો અને માછલાંથી ભરેલો કોસ્તો છે. નૉર્વેજ્યન લોકો સાદા, પરોણાચાર, નિષ્કપટી, બહાદુર ને ઉદ્યોગી છે. તેઓની લાંબી ઉમરનું આ પણ એક કારણછે કે તેઓ રીતભાત તથા મોજ મજાહમાં હમેસ મોતાજસર રહેછે. કેળવણીનો પરસારો તેઓના દરેક વર્ગમાં થયો નથી. સન ૧૮૧૪ માં નૉર્વેને સ્વીડન સાથે જોડી બેઉનું એક રાજ્ય કરવામાં આવ્યું છે; તો પણ ધારા બાંધવાનું અને સત્તા રૈયતના પસંદ કીધેલા વકીલોનાજ હાથમાં રાખ્યાં છે. આગળ તેઓ દર ત્રણ વર્ષે એકઠા મળતા હતા, પણ હવે હર સાલ મળેછે. આ લોકો લૂથેરન પંથના છે.

## સ્વીડન.

એમાં ત્રણ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**સ્ટાકહોમ**—બાલ્ટિક સમુદ્ર અને મીલર સરોવરના સંગમ ઉપર રાજધાની શાહેર છે. કોઇવાર એને ઉત્તરનું વેનિસ કરીને પણ કહેછે. એમાં ૧ લાખ, ૩૩ હજાર અને ૮ સો માણસની વસ્તી છે. શિયાલામાં એ શાહેરનો દેખાવ કંઇ અજબ થઇ રહેછે.

**આપસલ**—ઉત્તરે, એમાં એક ઘણી નામીચી વિદ્યાલય છે. આ વિદ્યાલયમાં ખુદરતી તવારિખનો નામીચો પંડીત **લિનીઅસ** એક શિક્ષાગુરૂ તરીકે રહ્યો હતો. આ શાહેરની નઝદિકીમાં ઘણી ઉત્તમ લોઢાંની ખાણ છે.

**ગોટનબર્ગ**—વેપાર તથા વસ્તીમાં સ્વીડન મધે એ બીજું શહેર છે.
**કાર્લસ્ક્રોના**—દક્ષિણમાં, સ્વીડનના આરમાર (દરિઆઈ લશ્કર) ની જગો છે.

## સાધારણ વિચાર.

**સ્વીડનની** લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૯૦૦ મેલ, પોહોળાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૨૦૦ મેલ અને એકંદર વિસ્તાર ૧૭૦૪૦૦ ચોરસ મેલછે. વસ્તી ૪૧૯૦૦૦૦) માણસની છે.

જો કે આ દેશનો ઉત્તર ને પશ્ચિમ ભાગ પહાડોથી ભરેલો છે, તોપણ બીજો ભાગ સપાટ છે. છાલકાં તળીઆંની ઝડપથી વહેતી ઘણીક નદીઓ ધરાઝારબંધ પહાડોમાંથી નિકળીને હેઠાંણમાં ઉતરી પડેછે, તેઓમાં મુખ્ય ગોટા, છ સાખાઓમાં પશ્ચિમ તરફ; ડાલ-પૂર્વ તરફ; અને ટોન્યો ઉત્તર તરફ વહેછે.

**સ્વીડનની હવા** શિયાળામાં ઘણી સરદ છે, તેમાં ઉત્તરે તો ઘણી; તેમજ ઉન્હાળામાં ગરમી પણ તેવીજ શખ્ત મારેછે; ઝાડપાન તથા તરતરકારૂ ઘણા થોડા વખ્તમાં ઉગી નિકળે છે. કેટલીક જગોએ તો ફકત ત્રણ માસની મુદતમાં અનાજની વાવણી તથા તેની કાપણી વગેરેનું સર્વે કામ પૂરૂં થાયછે. દેખાવમાં તથા પેદાશમાં સ્વીડન, નૉર્વેને મળતો છે. ખેતીવાડી કે કારખાણા કોઈ રીતે આગળ વધતી હાલતમાં નથી. આ દેશની મુખ્ય દોલત ધાતુ તથા લાકડાં છે. લાકડાંના જંગલોથી આખા દેશની જમિનનો નઝદિક પા ભાગ રોકાય છે. આ દેશના મધ્ય ભાગમાં ડાલ નદીની પાસે ઘણીજ કિંમતી લોહાંની ખાંણ છે, જે દુનિઆં વચ્ચે સર્વેથી સરસ ગણાયછે. આ દેશમાં ત્રાંબાની પણ ખાણ છે. આ બેઉ ધાતુઓની નિકાસ જહાબંધ થાયછે. હમણા હમણા અનાજની વાવણી ઉપર એટલુ તો ધ્યાન આપવામાં આવ્યું છે. કે સન ૧૮૧૫ ની આગમચ આ દેશ ખાતે અનાજની આયાત થતી હતી, ત્યાં હવે આ દેશ પોતાના

ખપ જોગ રાખીને, બહાર દેશાવર ખાતે તેની નિકાસ કરી શકેછે. આ દેશના લોકો સારી કેળવણી લીધેલા છે. તેઓમાંનો જેવો સખસ ત્યાંસુધી તેમનું ધર્મ પુસ્તક વાચી નહીં શકે, ત્યાંસુધી તે આસામી ધારાની નજરમાં હલકું ગણાયછે. આ લોકો હિમ્મતી, ઉદ્યોગી, ખુશ મિજાજી અને દયાલુ દિલના છે. રાજ્યનીતિ હદવાળી છે, અને ધર્મે લુથેરન પંથી છે.

સ્વીડનની ઉત્તરે લાપલાંડ નામે ૧ લાખ, અને ૫૦ હજાર ચોરસ મેલના વિસ્તારની જમિનનો એક મોટો ભાગ આવ્યો છે. અહીં વસ્તી ૬૦ હજાર માણસથી વધારે નથી; અને લોકો એટલા તો ઠિંગણા છે, કે ભાગ્યેજ ચાર ફીટની ઊંચાઈએ તો કોઈજ વધી શકેછે. આ દેશનો કેટલોક ભાગ રશિયાને અને કેટલોક સ્વીડનને ફક્ત નામનાજ તાબે છે. અત્રેની ઠંડીનો કસો સૂમાર નથી. જેમ કેટલાંક અઠવાડ્યાં સુધી સૂર્યનું ઉગવું થતું નથી, તેમ વલી કેટલાંક અઠવડ્યાં સુધી સૂર્ય અસ્ત પણ થતો નથી. ત્યાંના લોકોનું જીવતર, માલમિલકત, તથા જીંદગીનો આધાર માત્ર તેમના રેંડિયર જાતના હરણો છે. તે જનાવરને વગર પૈડાંની ગાડીમાં જોડીને અહીંયા તહીં બરફના મેદાનમાં ભટકે છે; તેનું દુધ પીધામાં તથા પનીર બનાવવામા લેછે, તેનું માસ ખાય છે, તેના આતરડાંની દોરી બનાવે છે, અને તેના ચામડાંથી તેઓ પોતાના અંગ ઢાંકેછે. ધર્મે કંઈક ખ્રિસ્તિ અને કંઈખી મૂર્ત્તી પૂજક છે.

## રૂશિયા.

એમાં ૫૨ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**સેન્ટપીટર્સબર્ગ**—રાજધાની શાહેર નીવા નદીપર સન ૧૭૦૩ માં પીટર ધિ ગ્રેટ બાદશાહાએ વસાવ્યું. દુનિઆંમાં રાજધાનીના જે જે ઘણા સારાં શાહેરો ગણાય છે, તેઓ મધેનું એ એક છે. એમાં રસ્તા

ને ચોક, સરકારી જાહેર ઈમારતો તથા મહા પુરૂષોના બાવલાં અને મિનારાઓ વગેરેની ગોઠવણ અને રચણા ઘણી સરસ તથા ચોકસ રીતે કરી છે. છેલ્લા શાહાનશાહા અલેકઝાંડરની યાદગારીમાં ૧૫૦ ફીટની ઉંચાઈનો રાતા ગ્રાનેટ જાતના પથરનો એક મીનારો ઉભો કીધોછે, તેનો જે સ્થંભ તે ૮૪ ફીટ લાંબા અને ૧૪ ફીટ જાડાઈના માત્ર એકજ પથરનો બનાવેલો છે. એમાં એક મોટી વિદ્યાલય છે. વસ્તી ૬ લાખ, ૭૦ હજાર માણસની છે.

**માસ્કો**—માસ્કો નદીપર, રૂશિયાની સન ૧૨૯૬ થી તે ૧૭૦૩ સૂધી રાજધાની શાહેર હતું. સન ૧૮૧૨ ના વર્ષમાં નેપોલિયન બોનાપાર્ટના રમખાણમાં રૂશિયનોએ પોતેજ એ શાહેર બાળી નાખ્યું હતું, પણ ત્યારબાદ પાછું વસાવ્યું છે. એમાં ૪ લાખ માણસની વસ્તી છે.

**રૈગા**—રેગાના અખાત પાસે ડ્વિના નદીપર મોટું બંદર છે. ત્યાંથી લાકડાંની ભારી નિકાસ થાયછે.

**આર્ખેન્જલ**—ઉત્તર ડ્વિના નદીપર મોટું બંદર છે. સપટેંબરથી તે જુલાઈ સૂધી બરફ બંધાયાથી એ બંદર બંધ પડેછે. સેંન્ટ પીટર્સબર્ગ બંધાયા પહેલાં રૂશિયામાં માત્ર એકલું એજ બંદર ગણાતું હતું.

**ઓડેસ્સા**—દક્ષિણે કાળા સમુદ્રપર ઘણું મોટું અનાજની ભારે નિકાસનું બંદર છે. એ સન ૧૭૯૨ માં બંધાવ્યું હતું.

**કોન્સ્ટાટ**—પશ્ચિમે એક નાના ટાપૂપર ઘણુંજ મજબૂત કિલેબંધી કીધેલું રૂશિયન દરિઆઇ લશ્કરનું મુખ્ય મઠકછે. એને કોઈવાર બાલ્ટિકનું માલ્ટા કરીને પણ કહે છે.

**ટ્યૂલા**—માસ્કોની દક્ષિણ બાજુએ, લોઢાંની ખાણો, અને હથિયારો બનાવવાના કારખાણાઓ માટે પ્રખ્યાત છે. એને રૂશિયાનું બર્મિંગામ કરીને કહેછે.

**બ્રેસ્તાન**—દક્ષિણે નાઇપર નદીના મૂખ આગળ. ત્યાં સન ૧૭૯૦ માં જંગ મિત્ર હાવર્ડ મરણ પાંમ્યો.

**વૉર્સા**—એ વિસ્ચૂલા નદીપર, આગળ પોલાંન્ડના રાજ્યનું એ રાજધાની શાહેર હતું.

**નિજનીનવગૉર્ગોડ**—વાલગા નદીપર, ત્યાં હરશાલ તારીખ ૧ લી જુલાઇથી ૬ અથવાડ્યાં સૂધી એક ઘણોજ દુનિઆ વચ્ચે મોટો મેળો ભરાય છે; જેમાં યુરોપના દરેક ભાગમાંથી, તથા એશિયા મધેથી આવેલા વ્યાપારીઓની વગેરે નઝદિક ૫ લાખ માણસની સંખ્યા એકઠી થાયછે; અને તેમાં કરોડો રૂપીઆના માલની લેવર દેવર થાયછે.

**સેબાસ્તપોલ**—એ ક્રિમ્યાના દ્વિપકલ્પમાં છે. રૂશિયન લોકોનું કાળા સમુદ્રપર આરમારનું મોટું મઠક હતું, પણ સન ૧૮૫૫ ની મોટી લડાઇમાં અંગ્રેજ તથા ફ્રેન્સના એકસંપી લશ્કરે તુર્કસ્થાન વાલાની પક્ષમાં રહીને એ ઉપર બાર માસ સુધી ઘેરો નાખ્યા બાદ બાળીને ઉડાવી નાખ્યું.

### બંદરના શહેરો.

| | |
|---|---|
| **બાલ્ટિક સમુદ્રમાં**............ | પીટર્સબર્ગ તથા રેગા. |
| **વાઇટ સમુદ્રમાં**.............. | આર્ચેંજલ. |
| **કાળા સમુદ્રમાં**.............. | ઓડેસા. |
| **આઝોવના સમુદ્રમાં**.......... | ટાગેનરૉગ અને |
| **કાસ્પિયન સમુદ્રમાં** ........ | આસ્ત્રાકાન. |

### સાધારણ વિચાર.

રૂશિયાની લંબાઇ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨ હજાર મૈલ, પહોલાઇ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૫ સો મૈલ, અને વિસ્તાર ૨૨ લાખ, ૮૦ હજાર ચોરસ મૈલ છે. કૂલ વસ્તી ૭ કરોડ, ૨૦ લાખ માણસની ગણાય છે.

આ દેશ જેમ મોટા વિસ્તાર વાલોછે, તેમ તે અનેક પ્રકારની જમિન, અને તરેહવાર હવા ધરાવે છે. આ દેશની મધ્ય ભાગની જમિન ફળ-

વંત છે. ઘાનો ઉન્હાળો જેમ ખુબ ગરમ છે, તેમ શિઆળો કકડતી ઠંડીથી બેહદ ઠઠલાવે છે. શિઆળો નવ માસ સુધી ચાલુ રહેછે. ઉત્તર તરફનો ભાગ તો ઉન્હાળામાં પણ કંઈક ઊંડાંન સુધી બરફથી ઢંકાઈ રહેછે. આખા દેશની જમિનનો છઠો ભાગ ખેડાયછે, અને લાકડાંના જંગલોથી આખા દેશનો ૧/૩ ભાગ જમિન રોકાયલી છે. મુખ્ય પેદાશમાં લાકડાં, શણ, ચામડાં, ઉન, ગીહું, તાર, ડામર, લાખ, તથા મધ, દોરડાં, ચરબી, વગેરે છે. મુખ્ય કારખાણા જાડાં શણના, ચામડાંના, અને રૂના છે; મગર તે કસા હિસાબ કે કસી ગણત્રિમાં લેવા જોગ નથી. અહીંના ઘરો, મહોલ્લાઓ અને રસ્તાઓની જમિન એ સર્વનાં બાંધકામમાં લાકડું વાપરેલું હોયછે. લોકો કેળવણી તથા સુધરાઈની બાબતમાં યુરોપના ઘણા ખરા દેશોના લોકો કરતાં ઘણા ઉતરતાં તથા પછાત પડેલી હાલતમાં છે. અહીંની રાજનીતિ આપખુદ છે. આ દેશનો શાહનશાહ જેને ઝાર કરીને કહેછે, તે રાજ્યનો તેમ ધર્મનો પણ સર્વથી વડો ગણાય છે. આ લોકો ખ્રિસ્તિ ગ્રિકચર્ચ પંથના છે.

## આસ્ત્રિયા.

### એમાં ૧૪ પ્રાંતો છે.

### મુખ્ય શહેરો.

**વિએના**—ડાન્યુબ નદીપર રાજધાનીનું શહેર છે. એમાં ૯ લાખ માણસની વસ્તી છે. એ ઉપર તુર્કીઓએ સન ૧૫૨૯ અને ૧૬૮૩ માં મળી બે વાર ઘેરો નાખ્યો હતો; વળી ફ્રેન્ચોએ સન ૧૬૦૬ માં અને ૧૬૦૯ માં એમ બે વાર લઇ લીધું હતું. યુરોપના રાજ્યવાળાઓની સત્તા તથા હદ વિષેના એકમેકમાં થયલા સન ૧૮૧૫ ના નામીચા કોલકરારો જે વિએનાના કોલકરારોને નામે પ્રખ્યાત છે તે એજ શહેરમાં થયા હતા.

પ્રેસબર્ગ—ડાન્યૂબ નદીપર હંગરીની અસલની રાજધાની; અને રાજદ્વારી સભા મળવાની જગો.

પેસ્થ ને બ્યુડા—ડાન્યૂબ નદીપર, હંગરીની રાજધાની છે. એમાં ૨॥ લાખ માણસની વસ્તી છે.

ડેબ્રેકઝિન—એ પણ હંગરીના ભાગમાં છે. એમાં વ્યાપારની જણસો બનાવવાના કારખાંણા છે.

ઈન્સબ્રક—એ ઇન નદીપર, એમાં રેશમ, ઉન અને સુતરના કારખાણા છે. ત્યાં એક વિદ્યાલય છે.

સ્ચિમનિટ્ઝ—એ હંગરીના ભાગમાં છે. એમાં અને એની નઝદિકીમાં સોના રૂપાં તથા સીસાની નામીચી ખાણો છે.

ક્રાકો—વિસ્ચૂલા નદીપર, આગળ પોલાંન્ડના ભાગનું રાજધાની શહેર હતું; પણ સન ૧૮૪૬ થી એ શહેર આસ્ત્રિયાને તાબે થયું છે.

ત્રિએસ્ટ—આડ્રિયાટિક સમુદ્રપર મોટું બંદર છે.

ટોકે—અહીંના વાઈન દારૂ માટે એ પ્રખ્યાત છે.

પ્રેગ—બોહિમ્યાના ભાગનું રાજધાની શહેર છે. એમાં જૂનામાં જૂની વિદ્યાલય, તથા રૂ અને સણના કારખાણા છે.

લામબર્ગ—એમાં અનાજનો બહોળો વ્યાપાર ચાલેછે. ત્યાં પણ એક મોટી વિદ્યાલય, અને ઉન તથા રૂના કારખાણા છે.

### બંદરના શહેરો.

ટ્રિએસ્ટ, ફ્રાઈઅમ, અને રાગ્યુસા.

### સાધારણ વિચાર.

આસ્ત્રિયાની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૭૪૦ મૈલ, પહોળાઈ ઉત્તરથી ને દક્ષિણ સુધી ૪૮૦ મૈલ, અને વિસ્તાર ૨૪૦૦૦૦) ચોરસ મૈલ છે. વસ્તી ૩ કરોડ, ૬૦ લાખ માણસની ગણાયછે.

આસ્ત્રિયાનો મુલુક ઘણાક જુદા જુદા ભાગોથી થાયલોછે. જેમ ત્યાંની જમિન, હવા, અને વસ્તી તરેહવાર તથા જુદી જુદી છે, તેમજ વસ્તીની ભાષા, ચાલચલન, અને રીતભાત પણ જુદી જુદી છે. આસ્ત્રિયાવાળાએ ઘણાક નાના રાજ્યો ઘણું કરી સલાહ સંપજથી તથા સમજુતીથી પોતાનામાં મેળવી લીધાંછે; અને હજુર પોતાની આ જુની રીત ગરજ તથા કામ પડતે વાપડવાને ચુકે યા નહીં તે કહી શકાતું નથી.

આ દેશનો નઝદિક ¾ ભાગ પહાડી છે. ખેતીવાડી અને વ્યાપાર જોકે સારાંછે, મગર આગળ વધતી હાલતમાં નથી. કારખાણા કંઈ નથી, એમ નહીં, પણ સંખ્યામાં કે શક્તિમાં ચઢતાં નથી એ ખરૂં. દુનિઆમાં થોડાજ ભાગો કે દેશો એવા હશે જે આસ્ત્રિઆની ધાતુઓની ખાણોની બરોબરી કરી શકે. હંગરી તથા ત્રાન્સિલવેનિયાના ભાગોમાંથી સોનું; હંગરી તથા બોહિમ્યાના ભાગોમાંથી રૂપું; કારિનથિયા, સ્ટિરિયા, ગાલિસિયા, કાર્ન્યોલા, હંગરી, તથા બોહિમ્યામાંથી લોઢું; ગાલિસિયા, હંગરી, તથા મોરાવિયામાંથી ત્રાંબું; ગાલિસિયા, કારિનથિયા, હંગરી, બોહિમ્યા, અને કાર્ન્યોલામાંથી સીસુ; આઇડ્રિઆમાંથી પારો; બોહિમ્યા, મોરાવિયા, કારિનથિયા, કાર્ન્યોલા, તથા સ્ટિરિયામાંથી કોયળો; અને ગાલિસિયા, ત્રાન્સીલવેનિયા, હંગરી, તથા ઉત્તર આસ્ત્રિયામાંથી સિંધવ મળેછે.

આસ્ત્રિયાની ખાંણો ઘણી ખરી અખુટ જણાય છે; જેમાંની કેટલીકતો આજ બે હજાર વર્ષ થવાં રોમન લોકોથી ખણાતી તથા વપરાતી આવીછે ને તોબી હજુર વગર ખુટે પૂરી પડતી આવી છે. ક્રાકોની પાસે જે સિંધવની માતબર ખાણછે, તે સન ૧૨૫૩ થી વપરાતી આવી છે; અને કદાચ દુનિઆંમાં એ એવી એકજ હશે. વળી બોહિમ્યાવાળો ભાગ એટલું સણ પેદા કરેછે, જે યુરોપના કોઈબી દેશની નિપજ સાથે બરાબરી કરી શકે. આ મુલુકના કેટલાંક પ્રાંતો રેશમ, અને વાઈન દારૂની પણ પેદાસ કરી આપવામાં કંઈ ઓછા નથી.

આસ્ત્રિયાવાળાની રૈયત એકજ કોમ કે એકજ પ્રજાની નથી. તેઓમાં ઇટાલિયન, વાલેરિયન, જર્મન, હંગેરિયન, તથા મેગિયરસ વગેરે છે; જે-ઓમાં ઓછામાં ઓછી ૧૭ ભાષા બોળાય છે, અને વપરાય છે. જો આસ્ત્રિયાવાળાના રાજ્યની કંઇપણ નબળાઇ ગણાતી હોય તો આ તેની રૈયતમાં જુદી જુદી પ્રજા અને જુદી જુદી કોમોથી છે. લોકો જુદા જુદા વિચાર ને આચારના એટલે અરસપરસપરની લાગણી કમ, એ ખુદરતી છે. અહીંની રાજ્યનીતિ ઘણીક રીતે આપખુદ છે. ધર્મસંબંધી બાબતમાં શાહાનશાહી કુટુંબ અને ૩૦ લાખ હંગેરિયનો પ્રોટેસ્ટંટ પંથના છે; ૨ કરોડ ને ૫૦ લાખ રોમન કેથોલિક પંથના છે; ૩૫ લાખ ગ્રિકચર્ચ પંથના છે; અને ૧૦ લાખ મૂસાઈ યાને યાહુદી છે.

## સ્વિત્ઝર્લાન્ડ.

એના ૨૨ ભાગ અથવા જીલ્લા છે.

### મુખ્ય શાહેરો.

**બર્ન**—આર નદીપર રાજધાનીનું શાહેર છે. એમાં એક વિદ્યાલય અને કંઈક કારખાણા છે. વસ્તી ૩૧ હજાર માણુસની ગણાય છે.

**જુરિચ**—એમાં એક નામીચી વિદ્યાલયછે, તથા મોટાં કારખાણા છે. એ સ્વિત્ઝર્લાન્ડનું આથેન્સ શાહેર ગણાયછે.

**જીનીવા**—એ એજ નામના સરોવર પાસે રોન નદીપર છે; એમાં ૪૧ હજાર માણસની વસ્તી છે. એ શાહેરમાં ઘડિયાળો તથા કિંમતી ઝવેરાત કામ સારૂં બનેછે.

**બાલ**—રાઇન નદીપર, એ રેશમના વ્યાપારનું મઠક છે. એમાં વારાફરતી રાજ્યસભા મળેછે. ત્યાં પણ એક વિદ્યાલય છે. એ શાહેર યૂલર ગણિતશાસ્ત્રી, તથા હાલબેન ચિતારાની જન્મભૂમિ ગણાય છે.

**ફ્રીબર્ગ**—એ સાન નદીપર છે.

## સાધારણ વિચાર.

સ્વિત્ઝર્લાંડની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૨૦૦ મૈલ, પહોળાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૧૪૦ મૈલ, અને (વિસ્તાર ૧૫૭૧૬) ચોરસ મૈલ છે. કુલે વસ્તી નઝદિક ૨૭ લાખ માણસની છે.

યુરોપમાં સ્વિત્ઝર્લાન્ડ એક નાનો પણ અત્યંત પહાડી મુલુક છે. જમીનનો લગભગ ¼ ભાગ મોટા પહાડોની હારો જે સાધારણ રીતે આલ્પસના પહાડોના નામથી બોલાય છે, તેનાથી રોકાયલો છે. પહાડોના શિખરો સદા બરફથી ઢંકાયલા રહેછે, તથા શિયાળામાં હિમ અતિશય પડેછે; તેમજ પહાડોની હેઠળના ચોગાનમાં ઉન્હાળો પણ ખુબ ગરમ છે. એકંદર રીતે ધ્યાનમાં લેતાં સ્વિત્ઝર્લાન્ડની હવા સાફ તથા સુખકારક છે. જમીન ભાત ભાતની છે. કેટલીક જમિન તદન ઉજડ છે, તેમ કેટલીક અતિશય ફળવંત પણ છે. અનાજ કરતાં લાકડાની પેદાશ ઠીક છે. ઢોર ચારો સારો અને પુષ્કળ હોવાથી, ઢોરોની મોટી સંખ્યાને પાળવા તથા ઉછેરવાને ઘણું બની આવેછે. જંગલી જાનવરો ઘણું કરીને આલ્પસ પર્વતપર મળેછે. અત્રે કસી કામ જોગ ધાતુની ખાણ કે નિપજ નથી. કારખાણાઓમાં—સેન્ટગાલ મધે સણ, રૂ, તથા ઉનના; જુરિચ મધે રેશમનાં; અને જીનીવા તથા ન્યૂચેટલ મધે ઘડિયાળનાં છે. દર વર્ષે અહિથી આસરે બે લાખ અને પચાસ હજાર ઘડિયાળો બીજા દેશોખાતે મોકલવામાં આવેછે. અહિનું બનાવેલું પનીર આખા યુરોપમાં વખણાયછે. લોકો કેળવણી પાંમેલા, ચંચલ, ઉદ્યોગી, અને રીત-ભાતમાં સાદાઇ માટે વખણાયલાછે. આ લોકોએ પોતાના દેશના બંચાવ માટે જાહુકનો ખરચ રાખી લશ્કર રાખ્યું નથી; પણ જ્યારેબી કામ પડે ત્યારે પોતેજ હથિયાર લઈ નિકળી પડે, એવી દરેકે પ્રથમથીજ તાલીમ લીધેલી હોયછે. પોતાના જાતી છુટાપણા, તથા પોતાના દેશનાં બંચાવ માટે આ લોકો ઘણાજ ખંતી તથા સિપાઇગીરીના બહુ સોખી છે. સન ૧૩૧૫

માં આસ્ટ્રિયાના ૨૦ હજાર માણસના મોટાં અને લડાયક લશ્કર ઉપર માત્ર ૧૩૦૦) સ્વિસોએ પોતાના છૂટાપણા માટે મૉરગાર્ટેન નામની જગ્યા ઉપર લડાઈ કરીને વાખણવાણી ભરેલી જીત મેળવી હતી. એવીજ એક બીજી ફતેહ એજ રાજ્યવાળા ઉપર સન ૧૩૮૬ માં સેમપેક નામની જગ્યા ઉપર મેળવી હતી. આ લોકોની રાજનીતિ એકસંપ પ્રજાસત્તાક છે. દરેક ભાગ યા જીલ્લો પોતાનો ગાહેલો કારોબાર ચલાવવા માટે ગમે એવા ધારા બાંધવાની અને તે અમળમાં આણવાની આપ અખત્યાર સત્તા ધરાવે છે; પણ ગરજ પડતે અરસપરસાને જોઈતી મદદ કરવા દરેક જીલ્લો બંધાયલો છે. ધર્મસંબંધી બાબતમાં $\frac{3}{5}$ ભાગ પ્રોટેસ્ટંટ પંથનો અને $\frac{2}{5}$ ભાગ રોમન કેથોલિક પંથનો છે.

## ઈટાલી.

એમાં ૮ રાજ્યો અને તેના ૬૮ પ્રાંતો કરેલા છે.

૧—સાર્ડિનિયાનું.
૨—લાંમ્બાર્ડિનું.
૩—પાર્માનું.
૪—મોડેનાનું.
૫—ટસ્કનીનું.
૬—પોપનું.
૭—નેપ્લસ તથા સિસિલીનું.
૮—વેનિસિયાનું.

### મુખ્ય શહેરો.

**રોમ**—ટૈબર નદીપર, પ્રાચીન કાળના શહેરો મધેનું એક ઘણું નામાંકિત શહેર, તથા આખાં ઈટાલીની રાજધાની. પહેલ વહેલું એ ઈ० સ० પૂ० ૭૫૩ માં વસાવ્યું. રોમન કેથોલિક ખ્રિસ્તિઓ જેરૂસલેમથી એને દીન ધર્મને લગતું બીજું શહેર ગણે છે. એ શહેર ઈસૂની પછે તેની ગાદીએ આવનાર પોપની આજ કંઈ સેંકડો વર્ષ થયાં રાજગાદીનું મુખ્ય મઠક ગણાતું આવ્યું હતું. એમાં સર્વથી વડા પોપ શિવાય બીજા ૩૫૦૦ મોટા ધર્મગુરૂઓ રહેતા આવ્યાછે. એમાં મોટાં નાનાં

મળીને ૩૬૫ દેવળો છે; જેમાં સેંન્ટપિટર નામે એક દેવળ છે, જેની મોટાઇ, કારીગરી, નકસી કામ, તથા શોભાની બરોબરનું દુનિયાંમાં આજે બીજુ કદાચ એકે ન હશે. તેને બાંધતાં ૧૭૬ વર્ષની લાંબી મુદત, તથા ૨૦) કરોડ રૂપીઆનો ખરચ લાગેલો કહેવાય છે. તેની લંબાઇ ૬૧૩ ફીટ, પહોલાઇ ૪૫૦ ફીટ, અને તેટલીજ ફીટ ઉંચાઇ છે. આ શાહેરમાં પાંચ એકર જમિન રોકી લીધેલી એક શક્ષિ નાટકશાળા હતી, જેમાં ૮૦ હજાર જોનારાઓનો સમાસ થતો હતો. હવડાં આ શાહેરમાં ૨ લાખ ૪૫ હજાર માણસની વસ્તી છે.

ફલારેન્સ—આર્નો નદીપર, સમુદ્રથી ૫૦ મૈલ દૂર, આગળ ટસ્કનીના ભાગની, અને પછે સન ૧૮૬૪ થી તે ૧૮૭૦ સુધી આખી ઈટાલીના રાજ્યની રાજધાનીનું શાહેર હતું. બધી રીતે એ એક રાજધાની લાયક શાહેર છે. એમાં બાવળાં તથા દુનિઆં વચ્ચે સર્વેથી સરસ કોતર કામનો તથા ચિત્રોનો ઘણો કિમતી સંગ્રહ છે. નામાંકિત ચિતારા માઇકેલ એનજીલોની એ શાહેર જન્મભૂમિ ગણાયછે. એમાં ૧ લાખ, ૨૦ હજાર માણસની વસ્તી છે.

ટ્યૂરિન—પો નદીપર, સાર્ડિનિયાના રાજનું રાજધાની શાહેર, એમાં રેશમના કારખાણા અને એક વિદ્યાલય છે. એમાં ૧ લાખ, ૮૦ હજાર અને ૫)સો માણસની વસ્તીછે.

જીનોઆ—ઉત્તરપશ્ચિમે જીનોઆના અખાત ઉપર, આગળાં એજ નામનાં બળવાન પ્રજાસત્તાક રાજ્યનું રાજધાની શાહેર હતું. એ એના આગળા ઘણા બહોળા વ્યાપાર માટે પ્રખ્યાત છે. આ શાહેરમાં પ્રખ્યાત નાવિક ક્રિસ્ટોફર કોલમ્બસનો સન ૧૪૩૫ માં જન્મ થાયો હતો.

મિલાન—આલોના નદીપર, લામબર્ડિના ભાગની રાજધાની. એ શાહેરમાં દાખળ થવાને દસ દરવાજા છે. એમાં એક ઘણુંજ જોવા લા-

૫૬ ડામો કેથીડ્રળ નામે દેવળછે; જે તમામ સફેદ સંગેમરમરના પથરનું બાંધેલું છે; અને તેની નકસીનું કોતરકામ ઘણું તારીફ લાયક ગણાય છે. એ મધે ૪૫૦૦) ઘણાજ નાદર બાવળાં તથા એકશો મિનારાઓ ગોઠવી ઘણુંજ સુશોભિત બનાવ્યુંછે. પહેલા નેપોલિયન શાહાનશાહાના વખતમાં અહીં એક ઘણી મહાભ ્ત નાટકશાળા બંધાઈછે, જેમાં ૩૫ હજાર માણસો ઘણી સગવડથી બેસી શકેછે. એમાં મુખ્ય કરીને રેશમના કારખાણા અને તેનો બહોળો વ્યાપાર છે. આ શાહેરમાં ૧ લાખ માણસની વસ્તી છે.

**વેનિસ**—આડ્રિયાટિક સમુદ્રમાં ઘણાક ટાપૂઓ જોડી તે ઉપર વસાવ્યુંછે. વ્યાપારનું એ મોટું બંદર છે. આગળ એ વેનિસિયાના વખણાયલાં પ્રજાસત્તાક રાજ્યનું ઘણી સદી સૂધી પાયતખ્ત શાહેર હતું. હાલમાં એમાં ૧ લાખ, ૨૦ હજાર માણસની વસ્તી છે.

**નેપ્લસ**—ભૂમધ્ય સમુદ્રના કિનારાપર એજ નામના રાજ્યની રાજધાની. દક્ષિણ ઈટાલીનું એ મુખ્ય બંદર છે. એમાં ૪ લાખ ૨૦ હજાર માણસની વસ્તી છે. એની પુર્વે ૧૦ મૈલ દૂર વિસૂવ્યસ નામે જવાળામૂખી પર્વત છે; જેની ઊંચાઈ ૪ હજાર ફીટની છે.

**સાઈરાક્યૂસ**—એ એની આગળી મોટાઈ માટે પ્રખ્યાતછે. પહેલું ઈ૦ સ૦ પૂ૦ ૭૩૬ માં કારિનથિયન લોકે વસાવ્યું, તે પછે આથિનિયન લોકે ઈ૦ સ૦ પૂ૦ ૪૧૪ માં એ ઉપર ઘેરો ઘાલ્યો, બાદ ઈ૦ સ૦ પૂ૦ ૨૧૨ માં રોમન લોકો તેના ધણી થઈ પડયા. એ આર્કિમિડસની જન્મભૂમિ ગણાય છે.

**પાડૂઆ**—એમાં મોટી વિદ્યાલય છે.

**પાર્મા**—એ એજ નામની નદીપર, પાર્માના ભાગની રાજધાની.

**લેગહોર્ન**—એ ડિજ નદીપર ઉત્તરે ઈટાલીનું વ્યાપારનું મુખ્ય બંદર છે.

**પાલર્મો**—સિસિલીના રાજ્યનું મુખ્ય શહેર, એમાં સારો વ્યાપાર છે. વસ્તી ૧ લાખ ૭૦ હજાર માણસની ગણાય છે.

**મસીના**—એ પણ એક મોટું, વસ્તીવાળું, તથા ઘણાં મોટાં અને સારાં બારાંનું શહેર છે.

**વેરોના**—ઈશાન કોણે એ ડિર્જ નદીપર. એમાં મરમરના પથરની એક મહાભારત રોમન નાટકશાળા હતી, જેમાં ૨૦ હજાર આસામી બેસી શકતાં.

**બ્લોગના**—ઉત્તરે રેનો નદીની પાસે, એમાં આખાં ઈટાલી વચ્ચે જૂનામાં જૂની વિદ્યાલય છે. વસ્તી ૮૦ હજાર માણસની છે.

**બ્રિન્ડિસિ**—એ બંદર છે.

**હરક્યૂલેનિયમ, અને પૉમ્પીઆઇ**—એ બેઉ આગળા વખતનાં નામીચાં શહેરો; ઈ૦ સ૦ ૭૯ ના વર્ષમાં વિસુવિયસ પહાડ ફાટયો ત્યારે પહેલું શહેર તેની રાખમાં, અને બીજું શહેર તેના લાવા નામના બળતા રસમાં દટાઈ ગયાં હતાં. ઈ૦ સ૦ ૧૭૧૩ માં એક કુવો ખણતાં અકસમાત હરક્યૂલેનિયમ માલૂમ પડી આવ્યું, જે પરથી વધારે તપાસ અને ખોલ કરીઆથી સન ૧૭૫૯ માં પૉમ્પીઆઈ શહેર પણ હાથ લાગ્યું.

**કાગ્લિયારી**—એ એક કિલ્લેબંધી કીધેલું સાર્ડિનિયાના ટાપૂનું રાજધાની શહેર છે. એમાં એક વિદ્યાલય છે.

**પાઇસા**—આર્નો નદીના મુખ પાસે. નામીચા જ્યોતિષશાસ્ત્રી ગાલિલિયોની જન્મભૂમિ. એમાં એક વિદ્યાલય છે. અત્રે એક ઝોંક ખાધેલો તદન મારબળ પથરનો બાંધેલો મિનારો છે.

## બંદરના શહેરો.

જીનોઆ, લેગહોર્ન, ચિવિતાવેકચા, આનકોના, વેનિસ, નેપલ્સ, અને પાલર્મો.

## સાધારણ વિચાર.

**ઈતાલીની** લંબાઈ ઉત્તર પશ્ચિમ માંઊંટ બ્લાંનકથી તે દક્ષિણ પૂર્વે કેપ લ્યુકા સુધી ૭૫૦ મૈલ, પહોળાઈ સવાયની કિનારીથી તે આડ્રિયાટિક સમુદ્ર સુધી ૩૮૦ મૈલ, અને વિસ્તાર ૧ લાખ, ૨૦ હજાર ચોરસ મૈલછે. વસ્તી ૨ કરોડ, ૬૯ લાખ, ને ૫૮ હજાર માણસની ગણાયછે.

ઈટાલીની હવા સુકી, ગરમ, અને સુખકારક છે; એટલા સારૂં **નિસ, જીનોઆ, સેગહોર્ન** અને **રોમ** તરફ યુરોપના ઘણા ભાગોના કાહેલીઓ હવા ફેરફાર કરવા જાયછે. આ દેશમાં ગરમીની ઋતમાં અને કોઈવાર વરસાદના દિવસોમાં એક જાતની જહેરી બાખાર જેને આપણે જંગલની તાપ કરીને બોલીએ છે તે પશ્ચિમ તરફ ફુટી નિકળેછે, ત્યારે ત્યાં ખરાબી થાયછે. નેપલ્સ તરફ ઉન્હાળાની ગરમી અતિશે છે; અને કોઈ કોઈવાર આફ્રિકા તરફથી એક જાતનો ખરાબ ગરમ પવન આ દેશની દક્ષિણ ભણી વાયછે ત્યારે પણ ઘણી નુકસાની પહોંચેછે.

જમિન ઘણી ફળવંત છે. મુખ્ય કરીને ઉત્તર તરફની જમિન ઘણીજ સારી રીતે ખેડવામાં આવીછે; ભ્યાં ઘણીજ જાતનો અનાજ, મેવો, રૂ, રેશમ, તથા દ્રાક્ષ વગેરેની નિપજ થાયછે. નેપલસવાળો ભાગ ઘોડા તથા મેંઢા માટે, અને લાંમબર્ડિનો તથા પાર્માનો ભાગ ચાલું-ખોરાકની પેદાસ માટે પ્રખ્યાત છે. સંગેમરમરનો ઘણી ઊંચી જાતનો શોભાયમાન પથર આ દેશના ઉત્તર ભાગમાં બહુ મળેછે. સિસિલીના ભાગમાંથી એટલી ગંધક મળેછે કે આખા યુરોપને તે પૂરી પડેછે. એ ઉપરાંત કોઈ બીજી જાતની ધાતુની પેદાશ જાણવા જોગ નથી. કારખાણા કોઈ રીતે બહોળો ફેલાવો પામેલાં નથી; જે કંઈ છે તે ઉત્તર ભાગમાં છે, અને તેમાં મુખ્ય રેશમનાં છે. એટલું છતાં વ્યાપાર સારો છે. નિકાસ માલમાં મુખ્યકરીને દારૂ, તેલ, મેવો, તથા રેશમ છે. એકવાર મોંઘ

જમાનામાં **વેનિસ, જીનોઆ, ને પાઈસા** વ્યાપારને કીજે ઘણા અગત્ય ધરાવતાં શાહેરો હતાં; પણ જ્યારથી પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાનમાં આવવાનો કેપ ઑવ ગુડ હોપનો માર્ગ સોધી કહાડ્યો, ત્યારથી આ શાહેરોના વ્યાપારની સ્થિતિમાં ફેરફાર થઈને આજે પડતી અવસ્થામાં આવી પડ્યાંછે. આ મુલુક ઘણા લાંબા વખતથી ઘણા સારા હોન્નરો તથા કસબોને માટે જાણીતો છે. આ મુલૂકે ચિત્ર વિદ્યામાં, સંગીત વિદ્યામાં, કોતર કામના હોન્નરમાં તથા બાંધકામ વિદ્યામાં પૂરી માહિતગારી મેળવી છે. હાલના ઈટાલિયનો સભ્ય, ચંચળ, તથા સારા સોખીન લોકોછે; પણ આળસું, વહેમી, અને કીનાખોર આદમી પણ છે. એઓની વખત રાખવાની રીત કંઈક જુદીજ છે. સૂર્ય અસ્ત પાંમવા પછે અર્ધે કલાકેથી દિવસની સરૂઆત ગણેછે. આ લોકો રોમન કેઆથોલિક પંથના છે. એઓના જે જુદાં જુદાં રાજ્ય હતાં, અને તેમાંના કેટલાંકો ઉપર આસ્ત્રિઆવાલો મુરબ્બીગીરી ભોગવતો હતો, તેનો સન ૧૮૬૪ માં અંત લાવી, તે બધાં જુદાં જુદાં રાજ્યોનું એક મોટું અને એકંદર રાજ્ય થયું છે. અને સાર્ડિનિયાના ભાગના રાજા વિક્ટર ઈમાન્યુઅલને આખાં ઈટલીના એકંદર રાજ્યનો પાદશાહ ઠરાવ્યો છે. ઈટાલીના જુદા જુદા ભાગોને જુલમગારોની જુલમીમાંથી છોડવનાર, તથા પાદશાહ વિક્ટર ઇમાન્યુઅલને આટલે મોટે દરજ્જે મુકનાર કાંઊંટ કાઉર જેવો તેનો પ્રધાન, તથા ગાલીબાલ્ડી જેવો તેને સૂરો સરદાર હતો.

## તુર્કસ્થાન.

એમાં ૮ પ્રાંતો છે.

### મુખ્ય શાહેરો.

**કાન્સ્ટાન્ટિનોપલ**—બાસફરસની સામુદ્રધુનીપર પાયતખ્ત શાહેર છે. ઈ० સ० ૩૩૦ માં કાન્સ્ટનટાઇન ધી ગ્રેટે વસાવ્યું હતું. સન ૧૪૫૩ સુધી

ગ્રીક શહાનશાહોને અસ્તક હતું; તેઓની પાસથી તુર્કી પાદશાહ મહામેદ બીજાએ જીતી લીધું હતું. યૂરોપ મધે બહોળી વસ્તીવાલાં શહેરોમાં એ ત્રીજુ શહેર છે. એમાં ૧૦ લાખ ૭૫ હજાર માણસની વસ્તી છે. એ શહેરનો તથા તે મધેની મોટા ઘૂમટો અને કળસો સાથની મસજીદોનો શહેરની બહારથી બહુ ભપકાદાર દેખાવ મારેછે; પણ અંદર જઈ જોયું કે, ઘરોની કંગાલીઅત, રસ્તા ગલીઓની ગંધીલાઈ, અને લોકનું કુવડપણું નજરે પડેછે. એને ઈસ્તંબોલ કરીને પણ કહેછે.

આડ્રિયાનોપલ—મારિટ્ઝા નદીપર મોટા વ્યાપારનું મઠક છે. એમાં ચાંમડાં કેળવવાના તથા રેશમી કપડ બનાવવાના કારખાણા છે. ત્યાં અફીમનો પાક થાય છે; તથા ગૂલાબનું ઘણું સરસ અતર બનાવે છે. એમાં ૧ લાખ, ૫૦ હજાર માણસની વસ્તી છે. સન ૧૩૬૬ થી તે ૧૪૫૩ સૂધી એ રાજધાની શહેર ગણાતું હતું.

બુચરેસ્ટ—એ રોમાન્યાના ભાગની રાજધાની.

બેલગ્રેડ—એ સેવ અને ડાન્યૂબ નદીઓના સંગમ ઉપર એક મોટું, મજબુત, ને કિલ્લેબંધી કીધેલું શહેર છે. એ સર્વિઆના ભાગની રાજધાની ગણાય છે.

સોલોનિકી—એ એજ નામના અખાત ઉપર વ્યાપારનું બંદરછે. એમાં રૂ, રેશમ અને ચામડાંના કારખાણાછે.

ગાલીપોલી—મામોરાના સમુદ્ર ઉપર તુર્કીના આરમારનું મુખ્ય મઠક છે. તુર્કીઓ પહેલા સન ૧૩૫૫ માં ત્યાં ઉતરયા હતા.

## બંદરના શહેરો.

કાન્સ્ટાન્ટિનોપલ, સોલોનિકી, ગાલીપોલી, ઈનોસ, અને વાર્ના.

## સાધારણ વિચાર.

તુર્કસ્તાનની લંબાઈ આડ્રિયાટિક સમુદ્રથી તે કાન્સ્ટાન્ટિનોપલ સૂધી ૫૦૦ મૈલ, પહોળાઈ ગ્રીસની ઉત્તરથી તે ડાન્યૂબ નદી સૂધી ૪૦૦ મૈલ,

અને વિસ્તાર ૨ લાખ ૪ હજાર ચોરસ મૈલ છે. કુલે વસ્તી ૧ કરોડ, ૬૪ લાખ, અને ૪૦ હજાર માણસની ગણાય છે.

તુર્કસ્તાનનો દક્ષિણ ભાગ ઘણાક પહાડોથી ભરેલો છે, પણ ઉત્તર તરફનો ભાગ મોટાં મેદાનો તથા ફળવંત ખિણોથી ભરપૂર છે. જમિન ઘણી ફળવંત છે. હવા સ્પેન તથા ઇટલી દેશો કરતાં વધારે સરદ છે; તો પણ ઘણી ખૂશછે. લોકો કોઈ રીતે ખેતીના કામમાં કે વ્યાપાર વણજમાં આગળ વધતા નથી. મુખ્ય પેદાશમાં અનાજ, લાકડું, અત્તર, મેવો, દ્રાક્ષનો દારૂ, કાફી, ચાંમડાં, મીઠું, તમાકુ, રેવંચીનો શીરો, અને બીજા સુગંધી રોપાઓની થાયછે. અત્રેના ઘોડા તથા વલદાર શિંગડાંના મેંઢાં બહુ વખણાય છે. કારખાણા જે કંઈ છે તે માત્ર ગાલીચા બનાવવાના, રેશમી કાપડના, ચામડાં કેળવવાના છે. રાજ્ય તરફથી સારો બંદોબસ્ત નહીં, અને શાહાનશાહા (સુલતાન) ની મરજી તેજ કાયદો તથા તેજ ઇનસાફ એટલે પછે લોકોને પોતાના જાન માલનો કસો ભરોસો નહીં ત્યારે વ્યાપાર વણજ તથા ઉદ્યોગ ઉપર લોકોનું દિલ કેમ લાગે, અને તે આગળ તે શી રીતે વધે. અહિં જેખી કંઈ હાલ વ્યાપાર છે તે ઘણો ખરો પારકા દેશવાળાઓને હાથ છે. કેળવણી તથા વિદ્યા હોનરમાં તુર્કીઓએ ઘણો થોડો ભાગ લીધોછે. જો કંઈખી કેળવણી જેવું લેતા હોય તો તે એટલુંજ કે પોતાનું ધર્મ પુસ્તક (કુરાન) વાંચી શકે. તેઓનો શાહાનશાહા જે સુલતાનના એલકાબથી બોલાયછે તે જેમ દેશનો શાહાનશાહ છે તેમ સુની મુસલમાનોનો ધર્મનો વડામાં વડો (ખલીફ) પણ ગણાયછે. એ લોકો પરોનાચર તથા લડવૈયા છે ખરા, પણ તે સાથે જનુની, કંગાળ, અજ્ઞાન, નિરૂદ્યોગી, ને કીનાખોર છે; અને સારો દિવસ નવરા નકામા બેસી હુક્કો ધુરયા કરેછે. તેઓમાં એકથી તે ચાર સુધી બાયડી પર બાયડી કરવાની છૂટ છે; પણ કોઈખી ગ્રહસ્થ ઓરતે પરપુરૂષને તેણીનું મોડો નહીં બતાવવું એવી શકત મનાઇ છે. અહીંના ઘરો ઘણાખરાં વગર

કાચની બારીના તથા લાકડાં અને ઈંટ યાતો કાદવથી ઘણી કંગાલ હાલતમાં બાંધેલાં હોય છે. તુર્કસ્તાનમાં કોઈ મોટું, સારૂં, અને શોભાયમાન બાંધકામ કે ઈમારત જોવાં જેવાં ગણીએ તો તે સૂલતાનનું જનાનખાનું છે. જેમાં લગભગ ૩ મૈલના વિસ્તારની જમિન રોકી લીધી છે. બીજી જોવા લાયક ઇમારતમાં તેઓની સેંન્ટ સોફાયાની મોટી મસજીદ છે, એ મસજીદવાળું મકાણ શાહાનશાહા જસ્ટિનિયને ૬ ઠી સદીમાં બંધાવેલું દેવળ હતું, તેને તુર્કીઓએ પોતાની મસજીદ બનાવી દીધીછે. તુર્કીઓ મુસલમીન સુની પંથના છે.

## ગ્રીસ અથવા યૂનાન.

### એમાં ૩ ભાગછે.

### મુખ્ય શાહેરો.

**આથેન્સ**—ઇજેનાના અખાત ઉપર સન ૧૮૩૦ થી રાજધાનીનું શાહેર છે. અસલ જમાનાના ઘણા પ્રખ્યાત શાહેરો મધેનું એ એક ઘણું નામાનકિત શાહેર છે. એ, સાક્રેટિસ, પ્લેટો, પેરીકા, તથા ફિડિયાસ વગેરે મહા વિદ્વાન ફિલસુફોની જન્મભૂમિ છે.

**મિસોલોંગી**—પશ્ચિમે પેટ્રાસના અખાતપર, એમાં અંગ્રેજી સાહેર લૉર્ડ બાઇરેન સન ૧૮૨૪ માં મરણ પામ્યો હતો.

**કૉરિંથ**—એજ નામની સંયોગી ભૂમિ પાસે; એકવાર એ મોટું અને માતબર શાહેર હતું.

**નાપલિયા**—એજ નામના અખાત ઉપર ૮૦૦ ફીટની ઊંચાઇએ મજબૂત કિલ્લેબંધી કીધેલું મોટું બંદરછે. એને ગ્રીસનું જીબ્રાલ્ટર કરીને પણ કહેછે.

**સાઇરા, અથવા હર્મોપોલાઇજ**—એજ નામના ટાપુઉપર, ગ્રીસના રાજધાની શાહેર શિવાય એ ઘણુજ અગત્યનું શાહેર છે; એમાં વ્યાપાર પણ બહોળો છે.

કાર્ફૂ—અયોનિયનના ટાપૂનું આગળાં પ્રજાસત્તાક રાજનું રાજધાની શહેર હતું. એમાં એક વિદ્યાલય છે.

થિબસ—અસોપો નદીપર, ઘણાજ પૂરાંણા જમાનાનું જાણીતું શહેર છે. ઈ૦ સ૦ પૂ૦ ૧૫૪૯ માં એ ફિનિયન કાડમસે વસાવ્યું હતું.

## બંદરના શહેરો.

સાઈરા, નાપલિયા, હાઈડ્રા, પેટ્રાસ, અને આથેન્સ.

## સાધારણ વિચાર.

ગ્રીસની લંબાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨૧૦ મૈલ, પહોળાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૬૦ મૈલ, અને વિસ્તાર ૨૦૧૫૦) ચોરસ મૈલ છે. કુલે વસ્તી ૧૪ લાખ ૫૮ હજાર માણસની ગણાયછે.

ગ્રીસ અથવા યુનાનનો મુલુક પહાડી અને વિસ્તારમાં ઘણો નાનોછે. હવા લગાડ ગરમ તોપણ સુખકારક છે. શિયાળો ઘણા થોડા વખતનો અને બરફ તો કંઈ જવલેજ જોવામાં આવેછે. વર્ષનો મોટો ભાગ આસમાન સાફ અને વગર વાદળાં બુડલીનું ખોલ્લું રહેછે. આ દેશ જે જગાએ છે તે વ્યાપાર વણજ ચલાવવાને ઘણીજ અનુકુલ છે. મુખ્ય નિપજ ઘણીખરી યુરોપના દક્ષિણ દેશો પ્રમાણે છે. અનાજ, તેલ, મધ, દ્રાક્ષનો દારૂ, રૂ, ઉન, રેશમ, ચોખા અને મેવો તો અતિશય થાયછે. કારખાણા કંઈ જાંણવા જણાવવા જોગ છે નહીં.

એકવાર મોટા દમામ, સારી વસ્તી, તથા પુરિ કીર્તિ પામેલું આ દેશ, તે માસિડોનિયન, રોમન, તથા તુર્કોના અનૂક્રમે સપાટામાં આવ્યાથી, આજે તે સઘળું ખોઈ દઈને એક ગરીબરી હાલતમાં આવી પડ્યુંછે; પણ જગો જગોએ હજુરણી તેની આગળા વખતના વિદ્યા હોન્નરની બાકી રહેલી મહાભારત નિશાંનો, તેની બીસમાર હાલતમાંથી પોતાની આગળી મોટાઈની સાબેતી આપેછે. ખરેખર તેની દરેક પગલાં ભર જમિન

કીર્તિને લાયકછે. આ લોકોએ છેલ્લાં ૩૪૦ વર્ષ સૂધી તુર્કીઓનો જુલમ અને જાસ્તી એક બંધીવાન મૂઆફક ખમી, અંતે સન ૧૮૨૧ માં ઘણી બહાદૂરીથી તુર્કીઓની સામે લડાઈ ઉઠાવી, જેમાં તેઓને ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, અને રૂશિયા એઓએ મદદ તથા આસરો આપ્યાં, અને અંતે સન ૧૮૨૯ માં તેઓને તુર્કીના જુલમમાંથી છોડવી આપ અખત્યાર કરીને તેઓએ પોતાની નગેહબાની હેઠળ સ્વતંત્ર રાજ સ્થાપી આપ્યું. હવડાં એમાં જ્યોર્જ પહેલાને નામે ડેન્માર્કનો શાહજાદો ઉવિલિયમ (આપણી પ્રિન્સેસ ઑાવ વેલ્સનો ભાઈ) રાજા તરીકે રાજગાદીએ બેઠો છે. ગ્રીકો ખ્રિસ્તિ ગ્રીકચર્ચ પંથના છે.

અયોનિયનના ટાપૂઓ જે સન ૧૮૧૫ થી ગ્રેટબ્રિટનના આસરા હેઠળ હતાં તે સન ૧૮૬૪ થી ગ્રીસના રાજ્યને હવાલે કરયાંછે.

